શ્રી વિજયદાનસૂરીશ્વરજી જૈન ગ્રંથમાળા નં. ૫૧

જિનશાસનના મહાન સુકાની સકલાગમરહસ્યવેદી પૂ. આચાર્યદેવ શ્રીમદ્વિજય દાનસૂરીશ્વરજી મહારાજની જીવન સૌરભઃ—

# મહાપંથનો યાત્રી. શ્રી દાન પ્રેમ વંશવાટિકા

—: આલેખક :—

—: સંયોજક :—

પરમવાત્સલ્યસિન્ધૂ કર્મસાહિત્યસૂક્ષ્મપ્રજ્ઞ પૂજ્યપાદ આચાર્યભગવંત

**શ્રીમદ્વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજ સાહેબનાઃ—**

વિદ્વાન શિષ્યરત્ન તપોનિધિ પૂજ્ય મુનિરાજશ્રી ભાનુવિજયજી મહારાજના શિષ્ય
પૂ. મુ. શ્રી ભદ્રગુપ્તવિજયજી મ.

પટ્ટપ્રભાવક આગમપ્રજ્ઞ પૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્વિજય જંબૂસૂરિશ્વરજી મહારાજના શિષ્ય
પૂ. મુ. શ્રી નિત્યાનંદવિજયજી મ.

—: સંપાદક :—

પૂ. મુનિરાજશ્રી મિત્રાનંદવિજયજી મહારાજ.
પૂ. મુનિરાજશ્રી નિત્યાનંદવિજયજી મહારાજ.

—: પ્રકાશક :—

શ્રી વિજયદાનસૂરીશ્વરજી જૈન ગ્રંથમાળા. ગોપીપુરા, સુરત

વિ. સં. ૨૦૧૧ વીર સં. ૨૪૮૧
આવૃત્તિ ૧ લી. * નકલ ૧૫૦૦
કિંમત. ૨-૪-૦
બહારગામથી મંગાવનારે પોસ્ટેજ સાથે ૨-૧૦-૦ મોકલવા.

—: મુદ્રક :—

હીરચંદ જગજીવન શેઠ
શ્રી જશવતસિંહજી પ્રીન્ટીંગ વર્કસ,
વઢવાણ શહેર.

## —: પ્રાપ્તિસ્થાનો :—

૧ **શ્રીવિજયદાનસૂરીશ્વરજી જૈનગ્રંથમાળા**
વ્ય૦ હીરાલાલ રણછોડભાઈ
ગોપીપુરા, સુરત.

૨ **શ્રી રસિકલાલ રતિલાલ શાહ,**
C/o વોરા એન્ડ કંપની:
પબ્લીશર્સ એન્ડ બુક સેલર્સ
૩/ગ્રેન્ડ બીલ્ડીંગ, કાલબાદેવી રોડ, મુંબઇ-૨

૩ **એસ. જયંતિલાલ.**
૯૦૧ મેઇનરોડ, નાસિક સીટી.

૪ **શા. મોહનલાલ સખારામ**
રાષ્ટ્રીય ટી ડીપો
સદાશીવ પેઠ, પુના સીટી.

૫ **સરસ્વતિ પુસ્તક ભંડાર**
રતનપોળ, હાથીખાના, અમદાવાદ.

૬ **સોમચંદ ડી. શાહ**
જીવનનિવાસ સામે, પાલીતાણા.

# વિષયાનુક્રમ.

શ્રી દાન પ્રેમ વંશવાટિકા

# વિષયાનુક્રમ.







# સ મ ર્પ ણ

જે કૃપાનાથે

સોહામણું સંયમજીવન બક્ષ્યું,
નૂતન ચૈતન્ય આપ્યું !
સમ્યગ્તત્ત્વોનું સલિલ સિંચ્યું,
મનોભૂમિનું સંમાર્જન કર્યું !

જે ત્યાગ મૂર્તિએ

અનાવિલ વાત્સલ્યનો ધોધ વરસાવ્યો,
મિથ્યાસંશયોની રજ દૂર કરી !

એ અક્ષય અને અનંત ઉપકારીની પૂણ્ય સ્મૃતિમાં
પરમજ્ઞાનસિન્ધુ સુવિહિતશ્રમણસાર્થાધિપતિ
પરમ પૂજ્ય આચાર્ય ભગવંત શ્રીમદ્
વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજાના
કલ્યાણકરકમલે

નાનોબાળ : ભદ્રગુપ્ત.



## મહાપંથનો યાત્રી

જ્યાં જ્ઞાન અનંત છે, દર્શન અનંત છે, ચારિત્ર અનંત છે. સુખ અનંત છે, અને જ્યાં રહેવાનુ અનંતકાળ પર્યંત છે! એવા અનંતમય મહામોક્ષની ભવ્ય યાત્રાએ ચાલી નીકળેલા એક વીરયાત્રિકની જીવન સૌરભ મહેંકે છે આ પુસ્તિકામાં! અને યાત્રિકે યાત્રા દરમ્યાન કરેલા ભગીરથ આત્મપુરૂષાર્થનો જ્વલંત ઈતિહાસ આલેખાયો છે, આ પુસ્તકમાં

## શ્રી દાન પ્રેમ વંશવાટિકાનું વૈશિષ્ટ્ય

શ્રમણ ભગવાન મહાવીર સ્વામિનું અતિ સંક્ષિપ્ત જીવન, તપશ્ચર્યા, પરિવાર, અનુપમ ભગવંતોનો પરિચય, ગુણસ્થાનો, પાટપરંપરા. પૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્ વિજય દાનસૂરીશ્વરજી મહારાજના શિષ્ય-પ્રશિષ્યાદિ મુનિવરોના નામ, જન્મ સંવત, દીક્ષા સંવત, દીક્ષા ગામ, વડી દીક્ષા સંવત, ગોત્રનું નામ, પિતાનું નામ, માતાનું નામ, દીક્ષા આપનારનું નામ અને ગુરૂનું નામ વગેરે છે. આ વાટિકામાં.

મહાપંથના યાત્રીને

# શ્ર...દ્ધાં...જ...લી.

જેણે જીવન-ભાજન પ્રેમે ભર્યું, પર-નિજ તણું હિતકાજ કર્યું;
જેનું ચિત્ત વિરાગે નિત્ય ઠર્યું, સૂરિદેવ મહા તુજ પાયે નમું......૧

જિનશાસન રગરગ વ્યાપ્ત કર્યું, મહાજ્ઞાન પ્રકાશે ઉર ભર્યું;
શુભધ્યાન-ઝરણુ દિન-રાત ઝર્યું, સૂરિદેવ મહા તુજ પાયે નમું......૨

નિર્દોષ જીવનના દીપ જલ્યા, તપત્યાગ મધુરાં તૈલ મલ્યાં;
અધ્યાતમ તેજ ઉજાસ ઢળ્યા, સૂરિદેવ મહા તુજ પાયે નમું......૩

સંસાર વિકાર કરાલ ત્યજ્યા, જિનરાજ ચરણુ ચીરકાળ ભજ્યાં;
શિવયોગ-પ્રયોગ પુનિત સજ્યા, સૂરિદેવ મહા તુજ પાયે નમું......૪

તુજ માત નવલબા ધન્ય ખરે ! વીર તાત જુઠાભાઈ હર્ષ ધરે;
તુજ કુલમહત્તમ જયને વરે; સૂરિદેવ મહા તુજ પાયે નમું.......૫

"ઝીંઝુવાડા, તું પુણ્યભૂમિ ! વીર [1]બાલદીપાના અંગ ચૂમિ !"
થયો સંત મહા એ હિંદ ઘુમી, સૂરિદેવ મહા તુજ પાયે નમું.......૬

રાજનગરમાં સંગ મલ્યો, વિજયાનંદસૂરિજ ભલો;
ભવરોગ પીછાને દિલ બળ્યો, સૂરિદેવ મહા તુજ પાયે નમું.......૭

ગુરુ પાઠક વીરવિજયજી કર્યા, તસ પાવનપાદે જીવન ધર્યા;
આતમ અર્પણના નાદ વર્યા, સૂરિદેવ મહા તુજ પાયે નમું.......૮

શ્રી દાનવિજય મુનિરાજ અહા ! સંયમ મારગનો પ્યાર મહા !
ભવ ભીમ તણો ભય શિર વહ્યા, સૂરિદેવ મહા તુજ પાયે નમું.......૯

જિન-આગમ ગર્ભ ગભીર લહ્યા, વિનયાદિ ગુણામૃતપાન ચહ્યાં;
દારુણ વિપાકી દોષ દહ્યા, સૂરિદેવ મહા તુજ પાયે નમું.....૧૦

---

૧ દીપચંદભાઇ.

શાસન ઉદ્યોતક કૃત્ય કર્યાં, ઉપધાન–પ્રતિષ્ઠા પ્રાણ પૂર્યાં;
સિદ્ધાન્ત સનાતન શસ્ત્ર ધર્યાં, સૂરિદેવ મહા તુજ પાયે નમું.....૧૧

જ્યોતિષવિવાદે વિજય વર્યો, ઉન્નત જિનશાસન ધ્વજને કર્યો;
અહા ! ભવ્ય–પ્રતિભાપૂંજ ધર્યો, સૂરિદેવ મહા તુજ પાયે નમું.....૧૨

ગુર્જરનૃપને પ્રતિબોધ કર્યો, પ્રભુશાસન તત્ત્વનિધિ જ ભર્યો;
સન્માર્ગે રાજન તૂર્ત વળ્યો, સૂરિદેવ મહા તુજ પાયે નમું.....૧૩

ખંભાતપુરે પંન્યાસ થયા, છાણીનગરે સૂરિરાજ ભયા;
મહા પ્રૌઢ–પ્રતાપી તેજ લહ્યાં, સૂરિદેવ મહા તુજ પાયે નમું.....૧૪

કેઇ ગામનગર ઉપકૃત કર્યાં, કેઈ વિશ્વજનોનાં કાજ સર્યાં;
કેઇ પાપપિશાચો દૂર ટળ્યા, સૂરિદેવ મહા તુજ પાયે નમું.....૧૫

ધીર વીર પ્રવર જિનધર્મધૂરી, તુજ શિષ્ય અનોખા પ્રેમસૂરિ !
વત્સલતા ઉરથી સતત ઝરી, સૂરિદેવ મહા તુજ પાયે નમું.....૧૬

તસ શિષ્ય રામચન્દ્રસૂરિ ! શાસન ઉન્નતિ જેણે ભવ્ય કરી;
જેની દિવ્ય દેશના ભાવભરી, સૂરિદેવ મહા તુજ પાયે નમું....૧૭

આગમ વારસ તેં જંબુ કર્યો, ગૂઢ શાસ્ત્ર રહસ્યે **સૂરિ** ભર્યો;
વૈરાગ્યનિધિ **યશોદેવ** ઠર્યો, સૂરિદેવ મહા તુજ પાયે નમું.....૧૮
એવા કેઈ સાધુ તપ બળીયા, ત્યાગી-વિરાગી ગુણ ભરિયા;
અરે, જ્ઞાન-ધ્યાનના ખૂબ રસીયા, સૂરિદેવ મહા તુજ પાયે નમું.....૧૯
દુર્ભાગ્ય ઈશારા દુઃખ ભરે, પ્રભુશાસન નાથવિહીન બને ?
અણમોલ ચમકતો તારો ખરે ? સૂરિદેવ મહા તુજ પાયે નમું.....૨૦
ઓગણીસોબાણુ માસ મહા, સુદ દ્વિતીયાના દિન દીન અહા !
પોઢ્યો એ સંત સદા જ જિહાં, સૂરિદેવ મહા તુજ પાયે નમું.....૨૧
**પાટડી ગામે** દેહ ઢળ્યો, જઈ દેવસમુહે સૂરિ ભળ્યો;
અહા, કાળપિશાચે સંત ગળ્યો, સૂરિદેવ મહા તુજ પાયે નમું.....૨૨
દેશ વિદેશ વિષાદ વધ્યો, અંતરનો સ્વામિ દૂર ગયો;
શિવરાજ નિકટ શું વાસ કીયો ? **સૂરિદાન** મહા તુજ પાયે નમું.....૨૩

કવયિતા
ભદ્રગુપ્તવિજય.



સિદ્ધાંતમહોદધિ પૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્વિજય
પ્રેમસૂરીશ્વરજી મહારાજ સાહેબ.

# પ્રકાશકીય નિવેદન.

નિવેદન કરતાં અત્યંત હર્ષ થાય છે, કે આજે અમે આ ચરિત્રગ્રંથ વાંચકવૃંદ સમક્ષ પ્રગટ કરીએછીએ.

સતતસ્વાધ્યાયધ્યાનયોગી પરમપ્રૌઢગીતાર્થ વાત્સ લ્યવારિધિ પરમ પૂજ્ય આચાર્યભગવંત **શ્રીમદ્વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજ**ના શિષ્યરત્ન પૂજ્ય ગુરુદેવ **મુનિરાજશ્રી ભાનુવિજયજી મહારાજના** શિષ્યરત્ન પૂજ્ય **મુનિરાજશ્રી ભદ્રગુંપ્તવિજયજી** મહારાજે આ ચરિત્રગ્રંથનું સુંદર આલેખન કર્યું છે.

આ ગ્રંથ એટલે, સકલાગમરહસ્યવેદી પરમશાસનોદ્યોતક સ્વર્ગસ્થ સૂરિપુરંદર પૂજ્ય આચાર્યદેવ **શ્રીમદ્વિજય દાનસૂરીશ્વરજી** મહારાજની આદર્શ જીવનકથાનું અભૂતપૂર્વ સર્જન.

જૈનસમાજમાં આજપર્યંત અનેકમહાનપુરુષોનાં ચરિત્ર બહાર પડી ચૂક્યાં છે, પરંતુ આ ચરિત્ર કોઈ અનોખીશૈલી, ભવ્યપ્રતિભા અને મધુર ભાષાસૌષ્ઠવનો શણગાર સજીને આવે છે, તેમ કહેવામાં હું કંઈ વધુ પડતું નથી કહેતો, એ વાત વાંચકવર્ગને ગ્રંથમાં પ્રવેશ કરવાથી અચૂકરીતે દેખાઈ આવશે.

વળી આ ચરિત્રગ્રંથની સાથે '**શ્રી દાન પ્રેમ વંશવાટિકા**' નામથી વિભૂષિત પૂજ્ય ચરિત્રનાયકના શિષ્ય–પ્રશિષ્યાદિના જન્મસંવત, દીક્ષાસંવત, વગેરે માહીતી દર્શાવતો એક અનેરો સંગ્રહ **વર્તમાન ગચ્છાધિપતિ પૂજ્ય આચાર્યદેવના** પટ્ટપ્રભાવક આગમપ્રજ્ઞ પૂજ્ય આચાર્યદેવ **શ્રીમદ્વિજય જંબૂસૂરીશ્વરજી મહારાજ સાહેબના** શિષ્યરત્ન પૂજ્ય મુનિરાજશ્રી **નિત્યાનંદવિજયજી** મહારાજે સંવત ૨૦૦૬ માં સિદ્ધક્ષેત્રની પુણ્ય ભૂમિમાં વિચાર કરેલો, તે મુજબ નોંધ એકત્ર કરવાનો પ્રારંભ કર્યો હતો. આજ

સુધી જેટલા જેટલા પ્રમાણમાં સંગ્રહ કરેલો હતો તેટલો પ્રગટ કરતાં સોનામાં સુગંધ મેળવવા તુલ્ય આનંદ વ્યકત કરીએ છીએ.

આ ગ્રંથનું સુશોભનકાર્ય પણ હૃદયને તેના એક જ વારના દર્શનમાં આકર્ષી લે તેવું છે.! અને તેનો યશ પ. પૂ. **મુનિરાજશ્રી નિત્યાનંદ વિજયજી મહારાજના** ફાળે જાય છે. તેઓશ્રીએ આ પુસ્તકના સંપાદનકાર્યમાં પોતાના પ્રાણ પૂર્યા છે, એમ મારે વિના સંકોચે કહેવું જોઇએ. અને તે બદલ હું તેઓશ્રી પ્રત્યે અથાગ આભાર પ્રદર્શિત કરું છું.

વળી પરમ પૂજ્ય **મુનિરાજશ્રી મિત્રાનંદવિજયજી મહારાજને** પણ આ અવસરે કેમ જ ભૂલી શકું ? કે જેમણે 'અથથી ઈતિ' સુધી સહૃદય સહકાર આપી અમારી અનેકવિધ મુશ્કેલીઓ ઉકેલી આપી છે. અને પુસ્તકના સંપાદનનું કાર્ય વેગવંતુ બનાવ્યું છે. શ્રીયુત ચીમનલાલ કેશવલાલ કડીઆ આદી જેઓએ બ્લોકો મેળવી આપ્યા છે, તેથી તેઓ સૌના પણ આભારી છીએ.

આ ચરિત્રગ્રંથના મુદ્રક ફીરચંદભાઇ જગજીવનદાસ શેઠનો તથા આ ગ્રંથના પ્રકાશનાર્થે જે જે સદ્‌ગૃહસ્થોએ આર્થિક સહાય કરી છે, ગ્રાહકો થયા છે તે બદલ તે સર્વેનો હું અત્યંત ઋણી છું.

અંતે, આ ગ્રંથનું વાંચન મનન કરી સર્વ કોઇ પૂજ્ય સ્વ૦ સૂરીશ્વરજીના પરમ આદર્શભૂત જીવનમાંથી પોતાના આત્માની ઉત્ક્રાંતિકર પ્રેરણાઓ મેળવી સ્વજીવનમાં "ધન્ય ધન્ય" ના સ્વસ્તિકો તરતા કરે તે મંગલ અભિલાષા સાથે વિરમું છું.

લી : પ્રકાશક :—**માસ્તર હીરાલાલ રણછોડભાઈ**

૨૦૧૧ કારતક સુદ ૧૫ **સુરત.**

વ્ય૦ **શ્રી દાનસૂરીશ્વરજી જૈન ગ્રંથમાળા–સુરત.**

# પ્રારંભિક થોડુ...ક

## : લેખકનું વક્તવ્ય :

અનંતની પરિશોધ કરવા ચાલેલા માનવમાત્રને કોઇ ભોમીયાની જરૂર રહે છે. કેમકે અનંતના ધામનો માર્ગ અતિવિકટ અને અજ્ઞાનજીવથી અજ્ઞાત છે. તે માર્ગ છે સંયમનો, સમ્યગ્ચારિત્રનો. તે માર્ગના ભોમીયા છે જિનશાસનના ઋષિ–મહર્ષિઓ, સાધુ–સંતો. કે જેમના પવિત્રજીવનસ્ત્રોથી ભારતનીભોમ ગૌરવવંતી છે, જેમની મંગલવાણીના ખુલંદનાદથી ભારતવર્ષની કીર્તિ દિગંતવ્યાપી બની છે. વળી સંસારની અનેકાનેક વિટંબણાઓમાં મુંઝાયેલા પ્રાણીને એજ સાધુપુરૂષો સાચો સહારો બને છે. સ્વજનોના મીઠાનેહનો રવિ જ્યારે આથમતો જાય છે, કીર્તિ અને આબરૂનું અસ્તિત્વ વિલોપાતું જાય છે, આર્થિક સંકડામણોમાં મનની અકળામણ અને વિહ્વળતા જીવનને નિ:સાર બતાવી રહ્યાં હોય છે, ત્યારે પણ એક જ એ પુણ્યપુરૂષો પાસેથી આશ્વાસનનું અમૃત મલે છે, પરમકલ્યાણની પ્રેરણા પ્રાપ્ત થાય છે.

એવા જ એક મહાપુરૂષનો પવિતજીવન પ્રવાહ ઝીંઝુવાડાની પુણ્યભૂમિમાંથી પ્રગટયો, ભારતના ખુણે-ખુણે વહ્યો, અનેક ભવ્યાત્માઓના આત્મક્ષેત્રો સમૃદ્ધ કર્યાં અને પાટડીની ભોમ પર તે પ્રવાહ વિરમી ગયો .....

નર્યું વૈરાગ્યથી જ નીતરતું તે મહાપુરૂષનું જીવન હતું. તે જીવનમાં નહોતી કોઇ રાગની કાલીમા કે નહોતી કોઈ દ્વેષની કાજળશી છાયા. એ જીવનતો

આત્મસાધનાની ઉજ્જવલ આરસી હતી ! તેવા એ આદર્શજીવનને શબ્દદેહે સર્જવાનો મારો આ યથાશક્તિ પ્રયત્ન છે.

પરંતુ મારૂં શું ગજું ! હજુ તો હું સંયમજીવનના શૈશવકાળમાં ખેલી રહ્યો છું. નથી કોઇ એવા વિશિષ્ટશાસ્ત્રોના મેં અધ્યયન કર્યાં, કે નથી કોઈ એવું મારામાં લેખનકળાનું પ્રભુત્વ. તે છતાં મારા પૂજ્ય પરમ તારક ગુરુદેવોની કિંચિત્કૃપાપ્રસાદીથી મારી મંદબુદ્ધિને જે કંઇક સ્ફુર્તિ પ્રાપ્ત થઈ છે, તેને સહારે મેં આ ચરિત્રનું આલેખન કરવાનું સાહસ ખેડ્યું છે. આમાં સકલશાસ્ત્રપારંગત, સુવિહિતશ્રમણશિરોમણી સ્વ. પ. પૂ. આચાર્યદેવેશશ્રી **વિજયદાનસૂરીશ્વરજી મહારાજાનું** પવિત્ર જીવન ગુંથી લેવામાં આવ્યું છે.

વર્તમાનમાં વિકસી રહેલા જડવાદમાં અંજાઇ જતી આર્યપ્રજાનું માનસ દિનપ્રતિદિન નીચું પડતું જાય છે. આજની અશ્લીલ અને વિકારોત્પાદક વાંચનસામગ્રીના પૂરપાટ આક્રમણમાં જ્યાં ઉગતી પ્રજાનું આંતર-સત્ત્વ ચૂસાઇ રહ્યું છે, અને આધ્યાત્મિકસંસ્કૃતિ જ્યાં નામશેષ બનતી ચાલી છે, ત્યાં આબાલવૃદ્ધ સૌ કોઇને માનસવૃત્તિનું ઉર્ધ્વીકરણ, આંતરસત્ત્વનું પ્રગટીકરણ અનિવાર્ય બની રહે છે. એ આધ્યાત્મિક સંસ્કૃતિનું પુનરુત્થાન આવશ્યક છે, તેમાં શિષ્ટ અને સંસ્કારી સાહિત્યનો બહોળો પ્રચાર એ એક પ્રબળ સાધન છે. આ જીવન કથાને આલેખવાનો હેતુ પણ આજ છે. **પૂજ્યપાદ સ્વ. આચાર્ય ભગવંતનું જીવન ઉન્નત વિચાર સરણીથી, આંતરના મહાસત્ત્વથી અને ભવ્ય આધ્યાત્મિક ભાવનાઓથી ભર્યું હતું.** તેઓશ્રીના જીવન સાથે પ્રભુ શાસનની વફાદાર સેવાગીરીના રોમાંચક અદ્ભુત-પ્રસંગો સંકળાયેલા હતા, પવિત્રબ્રહ્મતેજથી તે મહાપુરુષની જીવનતપ્તી ઝગમગતી હતી. તેવા એ મહાસંતપુરુષના ગુણગાન કરી

અનંત લબ્ધિનિધાન
શ્રી ગૌતમસ્વામિજી



સ્વાત્માને કૃતકૃત્ય કરવા આ ચરિત્રનું આલેખન મેં કરેલું છે. આના વાંચનથી મુમુક્ષુ આત્માઓને સ્વજીવનમાં અપૂર્વ સાધનાબળ લાધશે, અને મહાપંથની યાત્રાએ ચાલી નીકળવાની ભાવનાઓ પ્રાદુર્ભૂત થશે. એવી હું આશા સેવું છું.

પ્રસ્તુતમાં આ ચરિત્રગ્રંથ જે અલ્પાંશે પણ સફળતાના સૌભાગ્ય સાથે પ્રગટ થયો છે, તેનો યશ વાસ્તવમાં મને નથી ઘટતો; પરંતુ આ ચરિત્રના આલેખનમાં હેતુભૂત આ ચરિત્રનાયકના અજોડ પટ્ટપ્રભાવક, પરમકૃપાસિન્ધુ સિદ્ધાંતમહોદધિ પ. પૂ. બહુશ્રુત આચાર્ય પુરંદર **શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજાની** અનન્યકૃપા અને વાત્સલ્યનાં પ્રદાન છે.સુપ્રસિદ્ધ પ્રવચનકાર, તપોમૂર્તિ પૂ૦ ગુરુદેવશ્રી **ભાનુવિજયજી મહારાજનાં** પ્રાસંગિક સૂચનો છે, પૂ૦ મુનિરાજ **શ્રી મિત્રાનંદવિજયજી** મહારાજનો સહૃદય સહકાર છે, તથા પૂ૦ મુનિવર્ય શ્રી **નિત્યાનંદવિજયજી** મહારાજનું કુશળ સંપાદન કાર્ય છે. તો યશનો ઉજ્જવલકળશ તે પૂજ્યશ્રીઓના શિરે ઢળે છે. હું તો માત્ર આ ગ્રન્થમાં વિદ્વદ્જનગોચર અનેકવિધત્રુટિઓના અપયશનો ભાગી છું.

આ સાથે પ્રશાંતમૂર્તિ, વિદ્વદ્વર્ય પંન્યાસજી મહારાજશ્રી **કનકવિજયજી મહારાજનો** પણ આભાર માની લઉં, કે જેઓશ્રીએ આ ચરિત્રગ્રંથમાં પોતાની તેજસ્વી કલમે પ્રસ્તાવના લખી આપી છે. અને તેથી ગ્રંથના ગૌરવને વૃદ્ધિંગત કર્યું છે. વળી આ ચરિત્રના આલેખનમાં પૂજ્યશ્રી પંન્યાસજી મહારાજે આલેખેલી **'સ્વર્ગસ્થ સૂરિદેવ'** નામની પુસ્તિકા પણ ઠીક સહાય આપી ગઇ છે. તે પુસ્તિકામાંથી સ્વ૦ ચરિત્રનાયકે કરેલાં ચાતુર્માસો. આપેલી દીક્ષાઓ, અને એવાજ બીજા વિશિષ્ટ પ્રસંગોની નોંધ સાંપડી છે. આ બદલ પણ પૂજ્ય પંન્યાસજી મહારાજનો જ આભારી છું.

ચરિત્ર પૂર્ણ થયા બાદ પાછળથી જે બે વિભાગ "જીવન દર્પણ" તથા "ચાતુર્માસ અને જ્ઞાનચર્યા"

આપવામાં આવી છે, તે સ્વ૦ સૂરીશ્વરજી મહારાજાના પરમભક્તશિષ્ય, નિઃસ્પૃહાલંકાર પૂ. વિદ્વાનમુનિરાજ- **શ્રીમંગળવિજયજી** મહારાજે ગુરૂવર્યશ્રીના જીવનની કરેલી ટૂંકનોંધને આધારે અપવામાં આવ્યાં છે. ચરિત્ર-આલેખવાનું કાર્ય સમાપ્ત થયા પછી આ નોંધ મળવાથી ચરિત્રની અંતર્ગતમાં પ્રસંગો મૂકી શકાયા નહિ, તેનો ખેદ થાય છે. પરંતુ મોડામોડા પણ જે વસ્તુ મલી, તેથી ખૂબ આનંદ થયો. તે બદ્દલ પૂ૦ મુનિરાજશ્રીનો હું અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

પ્રાન્તે આ ચરિત્રગ્રંથનું અધ્યયન કરી સર્વ કોઇ ઉચ્ચ આધ્યાત્મિક જીવનના ગગનમાં ઉડ્ડયન કરવાને બળ મેળવે, ખોવાઇ ગયેલા આંતરિક આત્મધનને પુનઃ પ્રાપ્ત કરવાની તમન્ના જગાવે, ઉરસાગરમાં સંવેગ નિર્વેદના તરંગો ચઢાવે અને પોતાના મહાકર્તવ્યપંથે દોડી જવાના કોટિકોટિ કોડ જગાવી નિજનું અનંત કલ્યાણ સર્જે એ મંગલ કામના સાથે, આ ચરિત્ર આલેખનમાં પ્રમાદવશ શ્રીજિનાજ્ઞાવિરૂધ્ધ કંઈપણ લખાયું હોય, કે સ્વ૦ સૂરીશ્વરજીના જીવનને મારાથી કોઇ અન્યાય થયો હોય તે બદ્દલ અંતઃકરણ પૂર્વકનો મિથ્યાદુષ્કૃત દઈ વિરમું છું—

માગસર સુદ: ૫. વિ. સં. ૨૦૧૧.
સંભવનાથજી દહેરાસર.
જુનાકાપડ બજાર
**અહમદનગર**

સિદ્ધાંતમહોદધિ. પ. પૂ. અચાર્ય ભગવંતશ્રી વિજય
પ્રેમસૂરીશ્વરજી મહારાજાના વિદ્વાન શિષ્યરત્ન
તપોનિધિ પૂ૦ ગુરૂદેવશ્રી ભાનુવિજયજી મહારાજનો
ચરણ સેવક—**ભદ્રગુપ્તવિજય.**

नमो....नमः....श्री....गुरुदान....सूरये ॥

# મં...ગ...લ વ...ચ...ન

પરમાર્થ કાજે જેઓ જીવનને જીવીને, છેલ્લા શ્વાસોચ્છ્વાસ પર્યંત નિષ્કલંક સાધુતાને સાધી ગયા છે, એવા પુણ્યપૂંજ સાધુચરિત મહાપુરૂષોનો જીવન પ્રવાહ સ્વચ્છ, શીતલ તથા અગાધ સરિતાના નીર જેવો શાંત, ગંભીર અને ગહન હોય છે. જે સાધુ-પુરૂષોના પ્રત્યેક શ્વાસે સંસાર સમસ્તની મંગલકામના ગૂંજી રહી છે; તે સંત શિરોમણી મહાત્માઓ જગતના સર્વ આત્માઓ માટે કોટિ-કોટિ વંદનના અધિકારી છે. પૂજન, અર્ચન તથા સ્તવનને પાત્ર છે.

મહાપુરૂષોનાં જીવન સદા સંસારના ભવ્ય આત્માઓ માટે આદર્શ રૂપ હોય છે. સંતોનાં જીવનની સુવાસ પવિત્રતાની ખુશબો સંસારમાં ફેલાવી જાય છે. તેમાંય જૈનશાસનના સાધુપુરૂષો સંસારના સર્વશ્રેષ્ઠ સાધના માર્ગના પાવનકારી પથિકો છે. જૈનદર્શનનો સાધુ માર્ગ એટલે ત્યાં નથી એશ કે આરામ, નથી આનંદ કે પ્રમોદ: ત્યાં પ્રવાસ કરનારે અનુકૂલતાઓની મખમલી ફૂલ શય્યાઓને લાત મારી પ્રતિકૂલતાના કાંટાપાથર્યા વિકટ માર્ગે ડગ ભરવાના છે. માન કે સન્માન ત્યાં નથી, પણ અપમાન તથા અનાદરના કડવા ઘૂંટડાઓના અમૃતની જેમ પ્રસન્ન ચિત્તે પાન કરવાના હોય છે. આવા કઠોર, વિકટ તથા એકાંતે પ્રિય જીવનને જીવવામાં જે આત્માનંદની ખુમારી પ્રગટે તે ખરેખર અતિ અદ્દભૂત હોય છે.

જૈન શાસનના વિશાલ નભોમંડળમાં સહસ્રરશ્મિ સૂર્યની જેમ પ્રકાશ પાથરીને આજે લગભગ ૧૯ વર્ષ પહેલાં આ સંસારમાંથી અમરલોક ભણી પ્રયાણ કરી ગયેલા સ્વનામધન્ય સકલાગમરહસ્યવેદી પરમ શાસન પ્રભાવક પરમકારુણિક પરમગુરૂદેવ આચાર્ય મહારાજ શ્રીમદ્ **વિજયદાનસૂરીશ્વરજી મહારાજ** સંતશિરોમણી સાધુચરિત મહાપુરૂષ હતા.

ગૂજરાત તથા સૌરાષ્ટ્રના સંગમસ્થાન સમા નાનકડા ઝીંઝુવાડા શહેરમાં આજથી ૮૭ વર્ષ પહેલાં જન્મને ધારણ કરીને જીવનની પ્રત્યેક ક્ષણો કેવળ પરમાર્થના મંગલમાર્ગની સાધના કાજે ખર્ચી જેઓ સંસારને તરી ગયા છે, તે સાધુ શિરોમણિ શ્રદ્ધેય પરમગુરૂદેવશ્રીના યશસ્વી જીવનમાં પાવનકારી પ્રસંગોને ઓજસ્વી ભાષામાં મનોહર શૈલીમાં ફૂલ-ગૂંથણી કરતો અનુપમ ગ્રંથ આજે પ્રસિધ્ધ થઇ રહ્યો છે.

પ્રસ્તુત ગ્રંથરત્નને સાદ્યંત વાંચી જતાં, મારે કહેવું જોઈએ કે લેખક મુનિરાજશ્રીએ, પૂજ્યપાદ પરમગુરૂદેવ સૂરીશ્વરજીના જીવન પ્રસંગોને આલેખવામાં અવશ્ય સફલતા પ્રાપ્ત કરી છે. ચરિત્ર ગ્રંથોનું નિર્માણ કરવું એ ભારે વિકટ કાર્ય ગણાય છે. તેમાએ સંસારમા અન્યઅન્ય ક્ષેત્રોમાં વિકાસ સાધનારા પુરૂષોના જીવનપ્રસંગોને આલેખવાનું કાર્ય કદાચ સરળ ગણાય પણ કેવળ આત્મકલ્યાણ મહામંગલમાર્ગે પ્રયાણ કરનારા જગદ્વંદનીય વિભુતિઓના જીવન પ્રસંગોને આલેખવામા ખૂબજ જાગ્રતિ, સંયમ તથા વિવેક પૂર્વકની શુભ નિષ્ઠા હોવી જરૂરી બને છે.

પૂ. પાદ શ્રદ્ધેય સ્વર્ગીય પરમગુરૂદેવશ્રીના પુણ્યપ્રભાવક સાન્નિધ્યને હું જીવનના પ્રભાત કાલે પ્રાપ્ત કરી શક્યો હતો, તે મારૂં અહોભાગ્ય હતું. જીવનની એ ધન્યક્ષણો હતી. લગભગ સાડા અગીયાર વર્ષની

બાલ્યવયે પરમોપકારી સૂરીશ્વરજીનાં વરદ હસ્તે હું પારમેશ્વરી પ્રવજ્યાને અંગીકાર કરવા ભાગ્યશાલી બન્યો, તે મારા અનેક જન્મોના સંચિત પુણ્યનો પ્રબલ ઉદય જ કારણ કહી શકાય.

વિ. સં. ૧૯૮૩ના વૈશાખ સુદિ એકાદશીના મંગલ મુહુર્તે પૂજ્યપાદ પરમ કારૂણિક સૂરિદેવશ્રીની પરમપુનિત નિશ્રામાં પ્રવ્રજ્યા સ્વીકાર્યા બાદ લગભગ આઠ ચાતુર્માસો તેઓ શ્રીમદના શુભ સાન્નિધ્યમા મેં વ્યતીત કર્યાં છે. તેઓ શ્રીમદનો અનંત ઉપકાર મારી જાત ઉપર છે. પશુને પણ માનવ મહામાનવ તથા દૈવીરૂપે પલટાવવાની અજબ કલા તે પુણ્ય પુરૂષને સ્વાભાવિક રીતે વરેલી હતી. તેઓશ્રી સાચા કલાસ્વામી હતા.

સંતો સંસારના પારસમણિ છે. લોખંડને સુવર્ણમાં પરિવર્તન કરનારા જડ પારસમાં જે તાકાત છે, તેના કરતાં યે સંત પુરૂષોનું આત્મસામર્થ્ય મહા ચમત્કારિક હોય છે. જીવન ઉદ્યાનના માળી સાધુચરિત મહાપુરૂષો અનેક સંસારી જનોનાં જીવનને વિકસાવી, સંયમ તથા તપની સૌરભ ભરી, તેને ઉર્ધ્વગામી બનાવે છે. આવોજ અદ્‌ભૂત ચમત્કાર સર્જવાનું સામર્થ્ય પૂજ્યપાદ પરમ ગુરૂદેવશ્રીએ પ્રાપ્ત કર્યું હતું.

તેઓ શ્રીમદના પ્રભાવશાળી વ્યકિતત્ત્વને યથાર્થરૂપે આલેખવાનું બળ મારામાં જો કે નથી, તો પણ સ્હેજે ભકિત ભાવભર્યું દિલ ખીચાય છે, વાણી ઉત્કંઠિત બને છે, એટલે જ હું કહીશ કે પરમશ્રધ્ધેય સૂરિદેવ શ્રી ખરેખર લોકોત્તર સંતપુરૂપ હતા. હૃદયની ગંભીરતા છતાં બાલક જેટલી નિર્દોપ સરલતા, આત્માની પવિત્રતાની સાથે કઠોર સત્યપરાયણતા, નિષ્કલંક સાધુત્ત્વનો ઓજસભર્યો પ્રકાશ હોવા છતાં સિધ્ધાંત પાલન પ્રત્યે કડક શિસ્તબધ્ધતા, સરલતા, જીવનશુધ્ધિ

તપ, ત્યાગ, તથા સંયમપૂતવ્યક્તિત્વ તેમજ જૈન શાસન માટે રોમે-રોમે અનન્ય નિષ્ઠા; આ બધા અનુપમ ગુણો એઓશ્રીની આત્મસાધનાને શોભા આપનારા સોહામણા શણગાર હતા.

આવા સાધુ શિરોમણિ મહાપુરૂષના પ્રભાવશાળી જીવનની કલ્યાણકારી સૌરભને આલેખવાનો જે પ્રશંસનીય પુરૂષાર્થ, આ ગ્રંથમાં મુનિરાજશ્રી ભદ્રગુપ્તવિજયજી, તેઓશ્રી પ્રત્યેના અનન્ય શ્રધ્ધાભાવપ્રેર્યા હૃદયે કરે છે તે અવશ્ય અભિનંદનને અધિકારી છે.

પુણ્ય શ્લોક સ્વર્ગીય સૂરિદેવશ્રીનું જીવન, દુનિયાના વિપથગામી પ્રવાહોથી સદા નિરાળું હતું. અધ્યાત્મ પરાયણ તેઓશ્રી કેવળ આત્માનંદના શાંત સરોવરમાં કલ્લોલ કરનારા પરમ વૈરાગી સંત પુરૂષ હતા. ચિદાનંદસ્વરૂપ આત્મજ્યોતિના પૂંજ તેઓશ્રી આત્મવૈભવની ખુમારીમાં સદા મસ્ત હતા. શુધ્ધ સ્ફટિક જેવું નિર્મળ તેઓશ્રીમદનું હૃદય કેવલ સ્વ-પરના પરમાર્થિક મંગલમાલાના મણકાઓમાં નિરંતર ઓતપ્રોત રહેતું. આવા અદ્દભુતયોગી સંતશિરોરત્ન મહાપુરૂષના કલ્યાણકારી જીવન સંભારણા એ સંસાર સમસ્તની મહામૂલ્ય સમૃધ્ધિ છે.

સંતો જીવે છે પરના કલ્યાણ કાજે, ને જીવનની અંતિમ ક્ષણો સુધી કેવલ જીવમાત્રની મંગલમયી કરૂણા તેઓના શ્વાસોચ્છવાસમાં ધબકતી રહે છે, ને પ્રસન્ન ચિત્તે મૃત્યુને મહોત્સવની જેમ ભેટી ખરેખર તે સાધુશ્રેષ્ઠ મહર્ષિપુરૂષો જગતમાં અમર બની જાય છે. આ હકીકત આ ચરિત્રગ્રંથમાંથી આપણને સુંદર રીતે આલેખાયેલી મળી જાય છે.

પ્રસ્તુત ચરિત્રલેખક મુનિરાજશ્રીએ એક આદર્શ કલાકારની જેમ પૂજ્યપાદ પરમગુરૂદેવશ્રીના જીવનના વિધ-વિધ પ્રસંગોને પોતાની તેજસ્વી કલમે પ્રભાવશાળી

ભાષામાં જે રીતે ગૂંથીને આ ગ્રંથમાં મૂકયા છે તે માટે આપણને લેખકના લેખન કૌશલ્ય માટે ખરેખર સન્માન જાગે છે.

**महात्मना गुणकीर्तन, श्रेय: निश्रेयसास्पदम्** :–મહાસંતોના ગુણોની કલ્યાણકારી સ્તવના, સંસારમાં પરમ મંગલોનું સ્થાન છે–' એ જ્ઞાની ભાખ્યું સત્ય, અહિં આપણને પ્રત્યક્ષ અનુભવમાં આવે છે. સાધુચરિત પરમોપકારી સૂરિવરશ્રીની ગૌરવ ગાથાઓને શબ્દદેહ આપતા લેખક, પોતાની વાણીને અમરત્વ આપી જાય છે, લેખિનીને સફલ કરે છે. શબ્દોને સંજીવિની સમર્પે છે. ને ખરેખર પોતાના જીવનને તેઓ ધન્ય બનાવી દે છે.

પ્રસ્તુત ચરિત્ર ગ્રંથમાં શબ્દે–શબ્દે કલ્યાણમાર્ગના કાવ્યો ગૂંજે છે. પંકિતએ પંકિતએ મુકિત માર્ગની સાધનાનો સંદેશ સંભળાય છે ને પાને પાને શમ, સંવેગ, નિર્વેદના શાંત શીતળ ઝરણાંઓ આત્માને રસ તરબોળ કરે છે. પ્રસંગોને જવા દીધા નથી. છતાં અતિશયોકિતનો જ્યાં સ્પર્શ પણ નથી. કલ્પનાનો જ્યાં પ્રવેશ પણ નથી. કેવળ મહાપંથના–અમરપંથના મહાયાત્રી પૂજનીય પરમ ગુરૂદેવશ્રીની ઉર્ધ્વગામી મંગલ યાત્રાને અહિં ભાવભર્યા હૃદયે શ્રધ્ધા, તથા સમર્પણના અર્ઘ્ય દ્વારા અંજલિ આપવાનો વિનમ્ર પ્રયત્ન તે સૂરીશ્વરજીના પ્રશિષ્યરત્ને કર્યો છે.

પૂજ્યપાદ સ્વર્ગીય પરમ ગુરૂદેવશ્રીના પટ્ટપ્રભાવક પૂજ્યપાદ કરૂણાસાગર વાત્સલ્યવારિધિ સુવિહિત શિરોમણિ સિધ્ધાંત મહોદધિ પરમ ગુરૂદેવ આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજય **પ્રેમસૂરીશ્વરજી** મહારાજશ્રીની મંગલમયી મમતાનો મહિમા ખરેખર કોઇ અજબ છે. તેઓ શ્રીમદ્ સંસારના ભવ્ય જીવોના મંગલકાજે નિરંતર સમુત્સુક છે. આશ્રિત આત્માઓના કલ્યાણની કવિતા

જેના આત્મારામમાં નિરંતર ગૂંજી રહી છે; સંસારના પથશ્રાંત જીવોના ઉધ્ધાર માટે જેઓ શ્વાસોશ્વાસ લઇ રહ્યા છે, તે અપારકરૂણાસાગર આચાર્ય દેવશ્રીના વરદ હસ્તે ચરિત્રલેખક મુનિરાજશ્રી સંસાર તારક શ્રમણમાર્ગને પામ્યા છે. તેઓ શ્રીમદની પાવન-કારી નિશ્રામાં આજ સંયમ ધર્મની કલ્યાણકારી આરાધના કરી રહ્યા છે.

પૂ. પાદ સૂરિદેવશ્રીના શિષ્યરત્ન પ્રવચનવિશારદ પ્રભાવકતપસ્વી **મુનિરાજશ્રી ભાનુવિજયજીના** પરમ વિનેય તરીકે લેખકમુનિવર્ય સુપ્રસિધ્ધ છે. ૧૯ વર્ષની યુવાન વયે તેઓ જૈન શાસનના સાધુમાર્ગના પ્રવાસી બન્યા છે. જે વયે, રંગ, રાગ આમોદ પ્રમોદની મધુરી મસ્તીમાં સંસારી આત્માઓ દેવદુર્લભ જીવનને રગદોળી રહ્યા હોય છે. તે યુવાનીને લેખક મુનિશ્રીએ પૂજ્યપાદ પરમ ગુરૂદેવ આચાર્ય મહારાજશ્રી વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજશ્રીના મહાપ્રભાવશાળી તારક શરણને સ્વીકારી સફલ બનાવવા દ્વારા જીવનને ધન્ય કર્યું છે.

પૂજ્યપાદશ્રીની પુણ્યકૃપાના ફલ રૂપે **મુનિશ્રી ભદ્રગુપ્તવિજયજીએ** સંયમી જીવનમાં પ્રગતિ સાધવાની સાથે જ્ઞાનાદિ ગુણોમાં સારો વિકાસ સાધ્યો છે. ૨૦૦૬ ની સાલમા દીક્ષા ગ્રહણ કર્યા બાદ આજે લગભગ ચાર વર્ષના ગાળામાં તેઓએ સંસ્કૃત બે બુક, કાવ્ય, અલંકાર ઇત્યાદિ સાહિત્યના અંગોમાં તથા ૬ કર્મગ્રંથ, કમ્મપયડી, વગેરે વિષયોમાં પોતાની પ્રતિભાથી સારૂં જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. સ્મૃતિ તથા ધારણા શકિતમાં પણ તેઓ સુંદર પ્રગતિ સાધી શકયા છે, જે આનંદનો વિષય છે.

પૂજ્યપાદ ચરિત્રનાયક સૂરીશ્વરજીનો એ મહા પ્રભાવશાળી પુણ્ય પરિપાક છે કે, આજે તેઓશ્રીના

નિર્વાણને ૧૯-૧૯ વર્ષના વ્હાણા વીતવા છતાં તેઓ શ્રીમદ્‌નો સાધુ સમુદાય દિન પ્રતિદિન જૈન શાસનની અનુપમ આરાધના, રક્ષા તથા પ્રભાવનાના પરમ પવિત્ર અંગોમાં વિકાસને સાધતો રહ્યો છે. તપ, ત્યાગ, વૈરાગ્ય, શમ, સંવેગ, જ્ઞાન, ધૈર્ય, ગાંભીર્ય ઇત્યાદિ આત્મ કલ્યાણની સાધક પરમોપકારી ગુણ-સમૃદ્ધિમાં ઉત્તરોત્તર ઉન્નતિને પ્રાપ્ત કરી રહેલ છે.

આમાં વર્તમાનકાલે જેઓનો મહિમા, પ્રભાવ તથા ઉપકાર અતિશય મહાન છે, તે પૂજ્યપાદ સ્વર્ગીય સૂરિદેવશ્રીના પટ્ટાલંકાર પૂ. પાદ પરમ કારૂણિક પરમ ગુરૂદેવ આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજશ્રીની પોતાના વિશાલકાય સાધુ સમુદાય પ્રત્યેની અપાર કરૂણાદૃષ્ટિ કારણરૂપ છે. તેઓશ્રીની પરમ મંગલકારી વાત્સલ્યમયી કૃપાને કારણે આજે સંખ્યાબંધ સાધુઓ, જૈન શાસનના સમર્થ સુભટો બની શક્યા છે. આજે સંખ્યાબંધ નવયુવાનો વીતરાગ શાસનની પતિતપાવની મહાકલ્યાણકર નિશ્રાને પામી, જીવનને કૃત્ય-કૃત્ય કરી ત્યાગ, તપ, વૈરાગ્ય તથા સ્વાધ્યાયના અમૃત સરોવરમાં મસ્ત બની મહાલી રહ્યા છે.

ખરેખર પુણ્યશ્લોક સ્વનામધન્ય પૂજ્ય પરમ કારૂણિક આચાર્યદેવ **શ્રીમદ્‌વિજય પ્રેમસૂરીશ્વરજી** જૈન શાસનના સમર્થ જ્યોતિર્ધર છે. જગત માત્રની કલ્યાણકામનામાં જ નિરંતર મશગુલ છે. યશની જેઓને ઇચ્છા નથી, કીર્તિની કામના નથી. પ્રતિષ્ઠા કે પ્રસિદ્ધિના પથ પર પગ મૂકવાની જેઓએ કદિ વાંછા રાખી નથી. કેવળ જૈન શાસનની રત્નત્રયીની આરાધના, રક્ષા, તથા પ્રભાવનાના પુનિત પંથે જેઓ અદ્વિતીય આત્મદમન કરવાદ્વારા નિશ-દિન વિહરી

રહ્યા છે. તે પરમોપકારી પુણ્યપૂંજ સૂરિદેવશ્રી સંસારના સર્વ આત્માઓ માટે કોટિ-કોટિ વંદનના અધિકારી છે.

જેઓશ્રીના પટ્ટાલંકાર-વ્યાખ્યાન વાચસ્પતિ પરમ શાસન પ્રભાવક આચાર્યદેવ **શ્રીમદ્‌વિજય રામચંદ્ર સૂરીશ્વરજી મહારાજા** જૈન શાસનના સમર્થ રક્ષક તેજસ્વી મહાપુરૂપ છે. જેઓશ્રીની વાણીનો અદ્દભૂત ચમત્કાર સંસારના મોહ, મમતા તથા રાગદ્વેષના ગાઢ બંધનોને તોડીને વૈરાગ્ય તથા ત્યાગના પ્રકાશને ભવ્ય જીવોના અંતરમા રેલાવે છે. શાસનના સનાતન સત્ય સિધ્ધાંતોની રક્ષા કાજે જેઓ સદા જાગ્રત તથા બધ્ધકક્ષ રહે છે. આજે પણ તેઓશ્રીનો પુણ્ય પ્રભાવ પ્રભુ શાસનની અનુપમ પ્રભાવનાનો અદ્વિતીય ઇતિહાસ સર્જી જાય છે.

એ રીતે પૂજ્યપાદ પ્રવચન પ્રભાવક આગમપ્રજ્ઞ સમર્થ વિદ્વાન આચાર્યદેવ **શ્રીમદ જંબૂસૂરીશ્વરજી** મહારાજશ્રી પણ પૂજ્ય પરમગુરૂદેવ સૂરીશ્વરજીના સમર્થ પટ્ટપ્રભાવક છે. વર્તમાનકાલે વિશાલકાય સાધુ સમુદાયના એકમાત્ર શિરછત્ર યોગ-ક્ષેમના સ્વામી સેંકડો સાધુઓના હિતવત્સલ પૂજનીય પરમગુરૂદેવ જૈન શાસનના અદ્વિતીય પ્રભાવક તરીકે આ રીતે આજે કલ્યાણકામી ભવ્ય આત્માઓના ધર્મસાર્થવાહ બની શાશ્વત સુખના મહાપંથે વિચરી રહ્યા છે.

તેઓ શ્રીમદની પરમહિતકારિણી નિશ્રામાં રહેલા પ્રસ્તુત ગ્રંથલેખક મુનિરાજશ્રી ભદ્રગુપ્તવિજયજીએ સંયોજિત કરેલા આ પરમપુનિત ગ્રંથરત્નની શ્રધ્ધેયતા માટે અન્ય કશું કહેવાનું રહેતું નથી. પરમ-કારૂણિક સ્વર્ગીય સૂરિદેવશ્રીની મહામંગલકારી ગૌરવ-ગાથાઓને આલેખતો આ ગ્રથ જીવનચરિત્રોના અદ્યાવધિ પ્રકાશિત થયેલા સંખ્યાબંધ ગ્રંથોમા બલૌકિક પ્રભા પાથરનારો અદ્વિતીય બનશે, એ

નિઃશંક છે. સાહિત્યના વિશાલ સાગરમાં આ ચરિત્ર ગ્રંથ તેજસ્વી રત્નરૂપ ગણાશે, એવી મારી શ્રધ્ધા અસ્થાને નથી.

પ્રસ્તુત ગ્રંથરત્નને આ રીતે સંયોજિત-સંપાદિત કરવામા લેખક મુનિવર્યશ્રીએ જે પરિશ્રમ લીધો છે, તે તેઓના જીવનનું ભવ્ય પાથેય બને છે એમ કહી શકાય. પૂજ્યપાદ ચરિત્રનાયક સૂરિદેવશ્રીની કલ્યાણકારી આત્મસાધનાને જે અનુપમ શૈલીયે તેઓએ આ ગ્રંથમાં એક પછી એક પ્રસંગોના સ્વાભાવિક આલેખનો દ્વારા મધુર ભાષામાં અદ્‌ભૂત શબ્દદેહ આપ્યો છે, તે અપૂર્વ અને મહા ચમત્કારિક છે. તેઓની શકિતને આ પ્રસંગે હું વિનમ્ર અંજલિ આપતાં આનંદ અનુભવું છું. લેખક મુનિશ્રી આ રીતે પોતાની શકિતને ઉત્તરોત્તર વિકસાવી, જૈન શાસનની સુંદર સેવા કરવા દ્વારા જીવનને ઉર્ધ્વગામી બનાવે એમ હું અભિલાષા રાખું છું.

આજે આ મહામૂલ્ય ગ્રંથરત્ન, જે છાપ-કામ, અને ગેટ-અપમાં આકર્ષક તથા અનોખી ભાત પાડનારો બની પ્રકાશનના પથ પર આવી રહ્યો છે તેમાં વિદ્વદ્વર્ય મુનિપ્રવર શ્રી પદ્મવિજયજી મ. ના પરમવિનેય શિષ્યરત્ન મુનિવર્ય શ્રી મિત્રાનંદવિજયજીનો તથા પૂજ્યપાદ આગમ પ્રજ્ઞ પ્રવચન પ્રભાવક આચાર્યદેવ શ્રીમદ્‌વિજય જંબૂસૂરીશ્વરજી મ. ના પરમ વિનેય મુનિવર્ય શ્રી નિત્યાનંદવિજયજીનો ભવ્ય આત્મભોગ અનન્ય પરિશ્રમ, તેમજ પૂ. પરમ ગુરૂદેવ સ્વર્ગીય સૂરીશ્વરજી મ. શ્રી પ્રત્યેની અદ્વિતીય શ્રધ્ધા, ભકિત તથા અનન્ય નિષ્ઠા જ કારણરૂપ છે, એમ હું નિઃશંક કહી શકું છું.

આવા સર્વાંગસુંદર ચરિત્રગ્રંથના પ્રકાશન પાછળ જેઓએ પોતાનો અનન્ય સહકાર આપ્યો છે,

તે સર્વેની પૂ. પરમ ગુરૂદેવશ્રી પ્રત્યેની શ્રધ્ધા તથા ભક્તિને આ પુણ્ય પ્રસંગે કેમ જ ભૂલી શકાય ?

પૂ. પાદ પરમ કારૂણિક સકલાગમ રહસ્યવેદી સૂરિ-પુરંદર સ્વર્ગીય આચાર્યદેવ શ્રીમદ વિજયદાન સૂરીશ્વરજી મહારાજશ્રીનો તથા પૂ. પાદ સિધ્ધાંત મહોદધિ વાત્સલ્યમૂર્તિ સુવિહિત શિરોમણિ પરમ ગુરૂદેવ આચાર્ય મહારાજ શ્રીમદ વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજશ્રીનો મારા ઉપર અનંત ઉપકાર છે; મારા મંગલ માટેની જેઓના પ્રાણમાં કલ્યાણ કામના સદા રમતી હતી, અને રમી રહી છે, તે પૂજ્ય પુરૂષોનાં ચરણે શ્રધ્ધા અને સદ્ભાવના અર્ધ્યદ્વારા ભક્તિભર્યા હૃદયે અહિં અંજલિ અર્પતો હું તેઓની મહા મંગલકારી આત્મસાધનાને આલેખતો આ ભવ્ય ગ્રંથ સંસાર સમસ્તને કલ્યાણ માર્ગનો પ્રેરક બનો એ શુભ અભિલાષા સાથે વિરમું છું.

જૈન તપગચ્છ ઉપાશ્રય
મોરબી. (સૌરાષ્ટ્ર)
વિ. સં. ૨૦૧૧. પોષ સુદ ૧૩
તા. ૬-૧-૫૫. ગુરૂવાર

પૂ. પાદ પરમશાસન પ્રભાવક આચાર્યદેવ શ્રીમદ્-
વિજય રામચન્દ્રસૂરિ-શિષ્યાણુ
પં૦ કનકવિજયજી ગણિ.

# મહાપંથના યાત્રીનું—અશુદ્ધિ સંમાર્જન

| પાનું. | પંકિત. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૧૩ | ૧૨ | પરિભ્રમથી | પરિભ્રમણથી. |
| ૧૪ | ૧ | બને છે. | બને છે, |
| ૧૮ | ૫ | શોહામણા | સોહામણા. |
| ૩૦ | ૧ | યારા | વ્યારા |
| ૩૦ | ૨ | ભક્તિ–ભીનું | ભકિત–ભીનાં |
| ૩૬ | ૧૦ | વરાગ્યના | વૈરાગ્યના |
| ૫૦ | ૫ | ત્યાગમૂર્તિ | ત્યાગમૂર્તિ મુનિવર્ય |
| ૫૫ | ૧૦ | પ્રજ્વલિ | પ્રજળી |
| ૫૫ | ૧૨ | પોતાનો મનમાન્યો | પોતાની મનમાની |
| ૬૦ | ૧૨ | વતન | વર્તન |
| ૬૦ | ૧૨ | આંતરશ | આંતરશત્રુ, |
| ૭૫ | ૧૨ | મહષિ | મહર્ષિ |
| ૭૬ | ૩ | વીત્યા | વીત્યો |
| ૭૯ | ૩ | તેનું, | તેનું |
| ૯૦ | ૬ | ૧૯૫૭ | ૧૯૭૫ |

| પાનું. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦૫ | ૨ | વિરાગની તરતી | વિરાગ નીતરતી |
| ૧૦૮ | ૧૨ | માણેકલાલભાઈ | માણેકલાલભાઇ. |
| ૧૦૮ | ૧૨ | ચૈત્રમાસમાં | ચૈત્રમાસમાં તેઓ |
| ૧૧૦ | ૭ | નાચી ઉઠયાં | નાચી ઉઠયા, |
| ૧૧૨ | ૯ | ઝંઝાવતશા | ઝંઝાવાતશા |
| ૧૧૫ | ૧૦ | અમદાવાદના | અમદાવાદનો |
| ૧૧૬ | ૯ | ભવ | ભય |
| ૧૨૧ | ૧ | નહિ, | નહિ |
| ૧૨૩ | ૮ | સમજયા | સમજયો |
| ૧૩૭ | ૧૧ | રહેલા | રહેલો |
| ૧૩૮ | ૪ | વિધાતક બને છે. છે | વિધાતક બને છે. |
| ૧૩૮ | ૧૦ | વિહાર | વિહાર |
| ૧૩૯ | ૭ | સયંમ | સંયમ |
| ૧૪૫ | ૨ | અનિચ્છયની | અનિચ્છનીય |
| ૧૪૮ | ૭ | પોતાની | પોતાના |

| પાનું. | પંક્તિ. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪૯ | ૧૦ | આ | આમને |
| ૧૫૦ | ૯ | વિશિષ્ઠતા | વિશિષ્ઠતા સાચવવા |
| ૧૫૨ | ૮ | ઓળીનો | ઓળીનો ઉત્સવ |
| ૧૫૬ | ૯ | શ્રષ્ઠ | શ્રેષ્ઠ. |
| ૧૬૩ | ૭ | યાદશિક્ત | વાદશક્તિ |
| ૧૬૫ | ૭ | વિલાસીના | વિલાસના |
| ૧૬૬ | ૧૧ | છુપાવા | છુપાયા |
| ૧૭૮ | ૩ | તેઓશ્રીએ | તેઓશ્રી |

## દાનપ્રેમવંશવાટિકાનું–અશુદ્ધિ સંમાર્જન.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૨ | તિર્થંકર | તીર્થંકર |
| ૧ | ૪ | ચ્યવ્યા | ચ્યવ્યો. |
| ૫ | ૧ | પરિવાર | પરિચય |
| ૧૪ | ૪ | ફા. વ. ૬ | કારતક વ. ૬ |
| ૧૬ | ૮ | ગોહીલી | શારોહી |
| ૧૬ | છેલ્લી | ફાગણ વદ ૩ | ફાગણ સુદ ૪ |
| ૧૮ | ૮ | પૂ. મુ. શ્રી | પૂ. ઉ. શ્રી |
| ૨૨ | ૮ | પૂ. ઉ. શ્રી | પૂ. મુ. શ્રી |
| ૪૧ | ૨ | પૂ. આ. શ્રી વિ. | પૂ. મુ. શ્રી |
| ૪૭ | ૨ | મંછાભાઇ | મંછાબાઈ |
| ૫૬ | ૬ | (કોલમ ૩જું) વૈ. સુ. ૫ | વૈ. સુ. ૪ |
| ૫૯ | ૨ | મણીલાલ / મહેન્દ્રકુમાર | મહેન્દ્રકુમાર / મણીલાલ |
| ૬૨ | ૪ | (કોલમ ૧લું) વૈ. સુ. ૪ | વૈ. સુ. ૩ |
| ૬૫ | છેલ્લી | પૂષ્યવિજયજી ગ. | પૂષ્પવિજયજી ગણિ |
| ૭૭ | ૧૧ | (કોલમ ૨જું) નંદવર્ધન | નંદિવર્ધન |
| ૮૧ | ૨ | સાધ્વાજી | સાધ્વીજી |
| ૮૩ | ૪ | ( ,, ૨ જું ) બહેન સ્વાધ્વીજી | × ચારુલતાશ્રીજી. |

# સહાયકોની શુભ નામાવલી.

(પૂજ્ય મુનિરાજ શ્રી મિત્રાનંદ વિ. મ. ની પ્રેરણાથી)

રૂા. ૨૫૦ શાહ ખાતે

,, ૧૦૧ શેષમલજી ચાંદમલજી ગાંધી — અહમદનગર
(માતુશ્રી જડાવબેનના સ્મરણાર્થે)

,, ૧૦૧ મુળચંદભાઈ વાડીલાલ માણસાવાળા — મુંબઈ

,, ૧૦૧ લાલચંદ લખમીચંદ મુથા — અહમદગઢ
(પૂ. આચાર્યદેવાદિ ૩૪ ઠાણાની નિર્વિઘ્ને ચાતુર્માસ સમાપ્તિ નિમિત્તે)

,, ૬૦ શાહ મોહનલાલ સખારામ — પુનાસીટી

,, ૫૦ શાહ મફતલાલ મોહનલાલ — અંધેરી

,, ૫૦ પિતામ્બરદાસ કચરાદાસ — સંગમનેર
(મુનિશ્રી જિનરત્ન વિજયજીની દીક્ષા નિમિત્તે

૫૧ શાહ સોમચંદ લાલચંદની પેઢી
(પૂ. મુ. શ્રી મણિભદ્ર વિ.ની ૮-૯-૧૬ ઉપવાસ-તપશ્ચર્યા નિમિ-ત્તે) હા. કેશવલાલ — મુંબઇ

(પૂ. મુ. શ્રી યોગીન્દ્ર વિ. મ. ની પ્રેરણાથી)

૧૧૧ કનકરાજ જેઠમલજી ખીચા — ધાણેરાવ

૧૦૧ શાહ બાબુલાલ છોટાલાલ ઘીઆ — મુંબઇ

૫૧ શાહ ચંદુલાલ વીરચંદ — નાસિક

૫૧ શાહ કેશવલાલ મગનલાલ — ,,

૫૧ શાહ જયંતિલાલ અમુલખદાસ — ,,

૫૧ શાહ ચંદુલાલ મગનલાલ — મુંબઇ

૫૧ શાહ ધરમચંદ જેચંદભાઇ — શમશેરપુર

૫૧ શાહ મનહરલાલ કસ્તુરચંદ — ભરૂચ

૫૧ શાહ પોપટલાલ રવચંદ — પીપલગાંવ

૫૧ શ્રી શ્વેતામ્બર જૈન સંઘ — વણી

૩૧ જુગરાજજી ફુલચંદજી — કલવણ

[૧]

# સંસારમાં....૨૨ વર્ષ

અનંતના પ્રયાણે આગે બઢતી વિરાગી–સાધુસેનાના એક વીરસેનાનીની અમર ગુણ-ગાથા આ પૃથ્વીપટ પર ગવાઇ રહી છે, તે ગુણોની મનોરમ આવલિને શબ્દદેહે આરૂઢ કરવાનો આ એક સત્ પ્રયાસ છે.

" અજ્ઞાનના અભેદ્ય તિમિર–પટલોથી આચ્છાદિત સંસારની ભીષણ–ગહ્વરોમાં સુષુપ્ત મોહમૂઢ જીવોની, મંગળ–પરોઢ કોઈ આવા જ મહાસંતની જોમીલી હાકલથી પ્રગટે છે. જગતને આવરી લેતી રાગદ્વેષની વિકટ શિલાઓ આવી જ કોઈ વિરલવ્યક્તિના વૈરાગ્ય અને પ્રેમના જબ્બર પ્રહારોથી હત–પ્રહત બને છે. મિથ્યાભિમાનના ભભકતા દાહજ્વરની શાંતિ, આવા જ કોઈ જિનશાસનના નિઃસ્પૃહફિરસ્તાઓએ વિકસાવેલા પ્રશમાદિગુણોની જડીબુટ્ટિથી થાય છે. ભારતવર્ષમાં ભગવાનશ્રી તીર્થંકરદેવોની ધર્મશાસનની સ્થાપના પછી અવિરતપણે ચાલી આવતું મુક્તિ માર્ગનું પુનિત પ્રસ્થાન આવાજ કોઈ મહાસુભટના નેતૃત્વ

નીચે સફળતાને પામે છે. આત્મ કલ્યાણના દિવ્યસંદેશની કલકલનાદિની જલધારા આવા જ કોઈ વીરપુરુષના મનોરમ હૃદયગિરિમાંથી બહાર પડે છે."

ભારતવર્ષમાં વિક્રમની ઓગણીસસો ચોવીસ (૧૯૨૪) ની સાલ એક અમર પુરુષનો જન્મ આપી અમરતાને વરવા ઉત્સુક હતી. એમાંય કાર્તિકમાસની શુકલ ચતુર્દશીની પ્રશાંત વિભાવરી તો ભવ્યરીતે શોભી રહી હતી. ગગનમહિલાએ જાણે સુધાંશુના ઉજ્જવલ પ્રકાશરૂપી સફેદ રેશમી સાડીનું પરિધાન કર્યું હતું! એમાં તારકોની ઝાંખી ટીકીઓ લગાડવામાં આવી હતી. શાણા સપ્તર્ષિઓ ગગનગોખમાંથી અવનીતલ પર ડોકાઈ રહ્યા હતા, કેમજાણે એ કોઈ વીરબાળના જન્મની વાટ જોતા, એના જન્મલેખો લખવા ઉલ્લસિત ન બન્યા હોય! પશ્ચિમનો સમીરણ સમાનાવસ્થામાં હતો, ત્યાં, વિશ્વને આંતર-રિપુઓની નિગૂઢ નિગડોથી નિર્મુક્ત કરવા **ઝીંઝુવાડાની પુણ્યભુમિ ઉપર માતા નવલબાઇએ** એક ધન્ય પુત્રનો જન્મ આપ્યો: પિતાશ્રી **જુઠાભાઇને** શુભવધાઈ મલી; અને એમનું હૈયું આનંદના મસ્ત હિંડોળે ઝીલવા માંડયું. આખુ ઝીંઝુવાડાનગર પ્રશાંતશર્વરીના ધવલ પ્રકાશોમાં જાણે નિર્દોષ હર્ષોદ્રેક અનુભવી રહ્યું હતું.

હવે સંસારની મોહમૂઢ ગુફાઓમાં નવું વૈરાગ્ય સંગીત ધ્વનિત થવાના એંધાણ ઉતર્યાં; અને વહેલી પ્રભાતમાં જનકલ્યાણ પ્રેરક ભાવીસુમધુર સૂરોની બંસરી બજાવનાર આત્મ ગોવાળનાં વધામણાં ચાલ્યાં.

અતિપ્રાચીન તીર્થ શ્રીસંખેશ્વરજીની બાજુમાં ઝીંઝુવાડાની પવિત્ર ભૂમિ ત્રેવીસમા તીર્થપતિશ્રીપાર્શ્વનાથ પ્રભુના અનુપમ પ્રાસાદથી વિરાજીત છે. તેમાં શ્રેષ્ઠિશ્રી જુઠાભાઈ સુપ્રતિષ્ઠિત ગૃહસ્થ હતા. ઉદારતા ગંભીરતા વગેરે ગુણોના કેન્દ્ર સમા આ શ્રાદ્ધરત્નના અર્ધાંગના પણ એવા જ શીલવાન, ગુણવાન, વાત્સલ્યથી ભરપૂર અને સહન શીલતાની મૂર્તિશાં શોભતા હતાં. આવાં ધન્યમાતા નવલબેનની રત્નકુક્ષીએ રત્નદીપકની જેમ પ્રગટેલ આ ભવ્ય બાળ જન્મથીજ વિશિષ્ટ ગુણોને વર્યો હતો. કેમ જાણે એ કોઈ મહાન વિભૂતિ થવા માટે જ ન સર્જાયો હોય! તેનું દિવ્ય લલાટ તેજોમય દીસતું હતું. મલકતા મુખડાની અપૂર્વકાન્તિ સાથે મોં પર પથરાયેલી નિશ્ચલતાની રેખાઓ ભવિષ્યની લોકોત્તર સાધનાની દૃઢતા સૂચવી રહી હતી.

મહાનતા સૌ કોઈને ગમે છે. પરંતુ તે મહાનતાના પાયામાં આવશ્યક એવી વિશિષ્ટ કોટિની સહજ ક્ષમા, નમ્રતા, ઉદારતા, ઉદાસીનતા કે પ્રેમવાત્સલ્યાદિ કોઈ મૌલિક ગુણોની ખીલવણી વિરલ-આત્માઓના જીવનમાં જોવા મલે છે. અને જેના જીવનમાં તે મૌલિક ગુણો દૃઢપણે વસેલા છે. તેના મહાન જીવનની ઈમારત નક્કર બનેલી હોય છે. જિનેન્દ્ર શાસનની દૃષ્ટિએ મહાનતાનો ઈલ્કાબ બાહ્યાડંબર કે ભૌતિક ચાતુર્યપર અપાતો જ નથી. બોલવાની ચબરાકતા, ચાલવાની ચાલાકી, ખાવાની ખૂબી કે પીવાની પ્રવીણતા વગેરે પર મહાનતાનો આધાર નથી, કેમકે એવી ચબરાકતા, ચાલાકી કે પ્રવીણતા તો આ જગતના ક્ષુદ્ર જંતુઓમાં પણ દેખાય છે. બોલવામાં ભાટ-ભવૈયા કમ નથી હોતા! હંસપગલે કે ગજગતિએ ચાલવામાં કેટલીકવાર વેશ્યાઓ સતીઓને પણ ટપી જાય તેવી હોય છે! અને ખાવાપીવામાં તો સારોયે સંસાર પ્રવીણ છે! એમાં મહાનતા શું? મહાનતાનો સર્વાંગી આધાર તો જીવનશુદ્ધિ, આત્મવિશુધ્ધિ પર રચાયેલો છે. એવી સર્વાંગી વિશુધ્ધિ તે જ મહાનતા છે. સંસાર બજારે છડેચોક ખેલાઈ રહેલા જૂઠ અને અનીતિના દાવોથી, જુગાર

ચોરી, ને છીનારીના આક્રમણોથી, ઝગડા ને ટંટાના તોફાનોથી, અને વિષયવ્યભિચારાદિના ભયંકર કલંકોથી કલંકિત આ વિશ્વના અનંતપ્રાણીઓનો જીવન પ્રવાહ સતતપણે વહી રહ્યો છે. પણ તેનાથી જીવન સાફલ્ય શું ? જ્યાં જીવનની શુધ્ધિનું લક્ષ્ય જ નથી અર્થાત્ પોતાના જીવનના દોષોનું સંશોધન નથી, તે જીવન મહાન નથી, પરંતુ પશુવત્ નિર્માલ્ય તુચ્છ જીવન છે.

આ સ્વર્ગીયસૂરિદેવનું બાલ્યજીવન એવું નિષ્કલંક અને વિશિષ્ટ ગુણોપેત હતું કે જે જીવનપુષ્પની સૌરભ સારાયે કુટુંબ અને આસપાસના વાતાવરણમાં પ્રસરી ગઈ હતી.

બીજી વાત એ પણ છે, કે મહાન પુરુષો જીવનમાં જીવાતી નાનીનાની બાબતોમાં પણ બાલ્યકાળથી જ ખૂબ ચીવટવાળા હોય છે. અને તેમાં જ સાચી મહાનતા, સત્ત્વદૈવત અને સચોટ યોગિત્વ સમાયેલાં છે.

ચરિત્રનાયક સ્વર્ગીયસૂરિદેવ **શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી મહારાજનો** બાલ્યકાળ અનુપમ રીતે પસાર થાય છે. અજ્ઞાનતાને પરવશ પડેલા સંસાર રસિકોના સહવાસમાં

રહેલા અને માતાપિતાના ગાઢમોહના ખોળામાં ખેલતા પણ નાના **દીપચંદભાઇની** જીવન પ્રભા તો વૈરાગ્યથી ઝળકી ઉઠે છે. તેમની આંતર ઉર્મિઓ સંસારથી પર એવી અલૌકિક પ્રકાશની ખોજમાં લાગે છે. યોગ્યવયે તેમને શાળામાં અભ્યાસ કરવા મૂકવામાં આવ્યા. શાળાના વિદ્યાર્થીઓ વચ્ચે આપણા નાના દીપચંદભાઇની તીક્ષ્ણબુદ્ધિના અસાધારણ ચમત્કારો પ્રકાશવા માંડયા. થોડાક વર્ષોમાં ફાઈનલ પરીક્ષા પાસ કરી પ્રાથમિક શાળાનો અભ્યાસ પૂર્ણ કર્યો. મહાન આત્મા થવા સર્જાયેલાં હોય એને તો ઇસારો માત્ર બસ છે! ઈશારામાં ઘણું જ્ઞાન મેળવી લે છે. દીપચંદભાઇની અસાધારણ શકિતએ અદ્દ્ભુત બુદ્ધિનું ઘડતર કરી લીધું. અને નદીના પ્રવાહની જેમ આયુષ્યના પ્રવાહને વહી જતાં શી વાર? કુમારપણાને વટાવી આપણા ચરિત્ર નાયક યૌવનના ઉંબરે આવી ઉભા.

આ એક સામાન્ય વિશ્વ ઘટના કહો, કે કુદરતનો કાનૂન કહો, પરંતુ પ્રાણીના લોખંડી પણ મનને યૌવનની ગરમી સ્વાભાવિક રીતે જ ઉન્માદના ખડકો સાથે અથડાવનારી છે. યૌવનમાંથી જન્મતો અંધકાર તેજસ્વી રવિના જ્વલંત પ્રકાશથી પણ અભેદ્ય હોય છે.

અંતરમાં છુપાઈ રહેલા ઉદ્ધતાઇ, અવિનય, વિષયાંધતા, અભિમાન વગેરે દુર્ગુણો યૌવનના સળગતા કાળમાં પૂર્ણ આકાર પકડે છે. અને આનાથી માનવ જીવનનો મહાસાધનાનો કાળ દુર્ગુણોની પુષ્ટિમાં વ્યર્થ જાય છે. જેમ યૌવનનો પ્રવાહ આવી રીતે અનર્થના અભેદ્ય પહાડ સર્જે છે, તેમ તે પ્રવાહને આધ્યાત્મિક ક્ષેત્રમાં વાળવામાં આવે તો મહાન ઉન્નતિનાં ચણતર કરે છે. દીપચંદભાઈએ તે લાવારસ ઝરતા યૌવન પ્રવાહને આધ્યાત્મિક માર્ગના પ્રશમ–કુંડમાં વાળ્યો.

અભ્યાસ પછી તેઓ સરકારી નોકરીમાં જોડાયા. પ્રમાણિક અને ન્યાય નેકીવાળા ફોજદાર ( પોલીસ-પટેલ ) તરીકેની તેમની સુખદ ખ્યાતિ સારાયે તાલુકામાં પ્રસરી ગઈ હતી. આમાં યુવાનીના પ્રારંભકાળમાંજ એવા જવાબદારીભર્યા સરકારી હોદ્દા પર તેઓ આવેલા, કે જ્યાં સ્વાભાવિક રીતેજ અનાચારના અખાડા સીફતથી ચલાવી શકાય, જ્યાં સહેજે ગુસ્સો, રોફ, લાંચ-રૂશ્વત અને અભિમાન વગેરેની ભરતીઓ આવે જાય. પરંતુ એવા ભયાનક હોદ્દા-પર પ્રમાણિક અને સદાચારીપણે ખડા રહી આ બાહોશ યુવાને તો માત્ર જીવનના પરમાર્થનું

દર્શન કરવા માંડયું. યુવાનીના તપતાં રક્તપ્રવાહો જીવનનૈયાને ઉચ્ચ કક્ષાએ તાણી જવા તલસી રહ્યા. તેમના જીવનની સુગુણ-માધુરી પ્રફુલ્લિત બનતી ચાલી. ખરેખર! આત્મોન્નતિનાં વિઘાતક નિમિત્તોમાં રહીને પોતાની જીવન શુદ્ધિને અખંડ જાળવી રાખવી તે ભગીરથ પુરુષાર્થનું કાર્ય છે. અને તે એક મહાનતાની જ કોટિ છે. શ્રી સ્થુલભદ્રજી, ઝાંઝરીયા મહર્ષિ અને સુદર્શન શ્રેષ્ઠી જેવા જે મહાન બની ગયા તે આજ રીતે પ્રતિકુળ વાતાવરણમાં પણ પોતાનો પરમાર્થદર્શનનો અવિરત તલસાટ અને આત્મસાધના અખંડ રાખે તે ખરે જ મહાનતાની પરાકાષ્ઠાએ પહોંચેલા કહી શકાય.

સ્વર્ગીયસૂરિવર્યનો સંયમસદન પ્રતિનો પ્રયાણ-પ્રારંભ હવે શરૂ થાય છે. આ પુણ્ય પુરુષની જીવન મંઝીલ બાવીસ વર્ષ વટાવી ચૂકી. ત્યાં સુધીમાં કુટુંબની વારસાગત પ્રભુ-ભક્તિ, દેવદર્શન, સામાયિક-પ્રતિક્રમણ વગેરે ક્રિયાઓમાં શ્રી દીપચંદભાઈને ઘણો જ આનંદ આવતો. પરંતુ તેટલાથીજ તેમની ધર્મ-તૃષા શમી નહી. એ સ્વાભાવિકજ છે, જીવનમાં એક બાબતનો તલસાટ જાગી ગયા પછી જગતના બીજા ગમે તેવા આકર્ષણો તેની સામે આવે, પણ તેમાં તેનું દીલ ચોંટતુ નથી, પરંતુ અલિપ્ત રહે છે.

અજ્ઞાન તિમિરભાસ્કર ન્યાયાંભોનિધિ

વિજયાનંદસૂરીશ્વરજી મહારાજ.

( આત્મારામજી મહારાજ )



એ કાળ એ હતો કે જ્યારે સારાયે ભારતમાં મહા-પ્રભાવક સ્વ. ૫૦ પૂજ્ય **આત્મારા-મજી (૫૦ પૂજ્ય આચાર્યદેવશ્રી વિજયાનંદસૂરીશ્વરજી મહારાજ)** ની ધર્મ પ્રભાવનાનો બુલંદ પડઘો ગાજતો હતો. તેઓ શ્રીમદ્‌ની સત્યતત્ત્વગવેષણા પૂર્વકની સત્યમાર્ગ ગ્રહણની અપૂર્વ નીડરતાએ કુમતોને બેબાકળા બનાવી મૂક્યા હતા. સ્થાનકવાસી મુનિપણાને તિલાંજલી આપી, શ્વેતામ્બર મૂર્તિપૂજક પક્ષમાં સંવેગી સાધુતાને અંગીકાર કરી પૂ. આત્મારામજી મહારાજ મુનિશ્રી આનંદવિજયજી બન્યા. જૈન સંઘમાં તેઓશ્રી "આત્મા-રામજી મહારાજ" ના પૂર્વનામથી પ્રસિદ્ધ છે.

કેદમાંથી છુટેલા કેદીની જેમ મૂર્તિવિરોધની કેદમાંથી છૂટી એઓશ્રી તીર્થાધિરાજ શ્રી સિદ્ધાચલજીની પવિત્રયાત્રાએ પધારે છે. સિદ્ધશૈલેશને જોતાં જ તેમના હૃદયસરવરમાં ભક્તિભાવનાં આંદોલનો ઉછળવા માંડે છે. અને ભક્તિવહેણ શબ્દદેહે બહાર પડે છે.

"દૂર દેશાંતરમેં હમ ઉપને, કુગુરુ કુપંથકી જાલ પર્યોરી,
શ્રી જિન આગમ હમ મન માન્યો, તબહી કુપંથકી જાલ જર્યોરી,
અબતો પાર ભયે હમ સાધો ! શ્રીસિદ્ધાચલ દરસ કરી રે........

ઠેરઠેર તેમણે કુમતને કેવા અકાટ્ય શાસ્ત્રિય યુકિત પુરસ્સર કઠોર ફટકા લાગાવ્યા છે, અને કેવું સુંદર સુમત સ્થાપન કર્યું છે; તેનો ખ્યાલ તો તેમને જ આવે, કે જેમણે તેમના સાહિત્યનું સૂક્ષ્મ અવગાહન કર્યું હોય. સમ્યક્ત્વ શલ્યોધ્ધાર, જૈનતત્ત્વાદર્શ, નવતત્ત્વબાવની, વગેરે અનેક શાસ્ત્રકૃતિઓના એ સૂત્રધાર હતા. તદુપરાંત એઓશ્રીમદ્‌ની શાસ્ત્રપારાયણ રસિકતા પણ એવી જ અદ્દભૂત હતી. કેટલાએ આગમ-ગ્રન્થો તેમને કંઠસ્થ હતા. દિવસમાં તેઓશ્રી ત્રણસો શ્લોકોને કંઠસ્થ કરી શકતા હતા. કવિત્વશકિત પણ એમનામાં અદ્દભુત ખીલી ઉઠી હતી. તે અરસાના શ્વેતામ્બર મૂર્તિપૂજક સંઘ પર પ. પૂ. આત્મારામજી મહારાજની સર્વતોમુખી બહુશ્રુતગીતાર્થતા અને પ્રધાનપુરુષતા અનોખી પ્રભા ઢાળતી હતી. એમનામાં નિઃસ્પૃહતા, આચાર, કડકાઈ, વિશ્વવાત્સલ્ય વગેરે મૌલિકગુણોનો ખજાનો તો ભરપૂર હતો. જેનો વારસો એઓશ્રીના પટ્ટાલંકાર નિઃસ્પૃહશિરોમણિ સ્વ૦ પ. પૂ. આચાર્યદેવશ્રી **વિજયકમલસૂરીશ્વરજી મહારાજમાં** ઉતર્યો હતો પ. પૂ. આત્મારામજી મહારાજના અનેક શિષ્યરત્નો પૈકી **પૂ. ઉપાધ્યાયજી શ્રી વીરવિજયજી મહારાજ** એક પ્રભાવક વિનેયરત્ન હતા. એઓશ્રી પંજાબથી વિહાર કરી ગુર્જર ભૂમિપર પધારે છે.

એમની અદ્‌ભુત સંગીત શક્તિનો પરચો ગુજરાતના સારાસારા સંગીતકારોને થયો હતો. આત્મસૌન્દર્ય ઉપરાંત શાસનપ્રભાવક એવું શારીરિક વિશિષ્ટ સૌન્દર્ય તેમના જીવનમંદિરને રમ્ય બનાવી રહ્યું હતું.



[ ૨ ]

# મંગલ પરોઢ

પારસમણિનો સંપર્ક લોખંડને થાય, તો એ લોખંડ શુદ્ધ કંચન બને છે. પારસમણિ સમા એ મહાપુરુષ પૂજ્ય વિજયાનન્દસૂરીશ્વરજી મહારાજ ગરવી ગુજરાતની પુણ્યભૂમિ પર અવતરી આવ્યા. સર્વત્ર પ્રફુલ્લ વાતાવરણ વિસ્તર્યું. ઘેરઘેર મંજુ-મંગલ ગીતો ગવાવા લાગ્યા. ગુજરાતના નરનારીઓએ આ મહાસંતનાં ભાવભીનાં સ્વાગત કર્યાં. અને ત્યાં આ વીર સેનાનીએ સંસાર સ્વપ્નને મીટાવવા વૈરાગ્ય દેશનાની હાકલ લલકારી. અનાદિકાલીન આંતર શત્રુઓ સામે ઝઝુમવા હૃદય પ્રકંપક પ્રેરણા પોકારી. નિજની જ્ઞાનાદિ અનંત સમૃદ્ધિને આવરી બેઠેલી કર્મસત્તાને મૂળમાંથી વિચ્છેદ કરવા તેની સામે રત્નત્રયીનો મહાસાધના-સંગ્રામ ખેલવાની જોરશોરથી ભેરી ફૂંકી.

મહામુનિના શબ્દેશબ્દનું ગુંજન ઝીંઝુવાડાના આપણા ચરિત્ર નાયક નવયુવાનના

વિકસતા હ્રદયપુષ્પની આસપાસ શરૂ થયું. એનામાં ભાવનાશીલ લાગણીઓનાં આંદોલનો વેગ પકડવા માંડયા. જીવનના મહાકર્તવ્ય માર્ગે વળતા તેનું દીલડું તલસી રહ્યું. અને તે વિકટ માર્ગના ભોમિયા તરીકે તેની નજર ગુર્જરમાં ઉતરી આવેલા આ મહાસંત પર ઠરી. ઉલ્લાસ અને આશાઓની ફૂલછાબ ભરી એ યુવાન આ મહાસંત પાસે આવ્યા.

"પ્રભુ! હું તો આ અવનીપરનો અજ્ઞાન અબુઝ માનવ છું. મને મારા કર્તવ્ય–માર્ગનું જ્ઞાન નથી. વિશ્વ જંજાળની કોટડીમાં હું મુંઝાઇ રહ્યો છું. એમાં ક્યાંય શાંતિ નથી, સ્વસ્થતા નથી, અંતિમ પ્રયોજનની ખબર નથી....! મારો અંતરાત્મા કોઇ છુપી, પણ મહાખોજમાં અટવાઇ રહ્યો છે. હે કૃપાસિન્ધૂ ! મારા હ્રદય-આગારમાં સત્યપ્રકાશી દીવડાનો જ્ઞાનપ્રકાશ નથી. તેથી અજ્ઞાનનું ઝેર વધી રહ્યું છે............" યુવાનના મુખમાંથી આત્મ-વ્યથાનું અવિરત વહેણ, શબ્દરૂપે એ મહામુનિ સમક્ષ વહેવા માંડયું.

ખરેખર! મુકિતપંથની પગદંડીએ નિર્ભય પણે ચાલ્યા જતા એ સાગર શા ગંભીર ભારતભૂમિના મહાસંતોની બલિહારી ઓર જ છે! અનંત સંસારના પરિભ્રમથી રેબઝેબ

એ લોકમાન્ય અને જનપ્રિય હોય. (૧૩) એનાં અંગોપાંગ કલ્યાણકારી હોય. અર્થાત્ સ્વ-પરને કલ્યાણ સધાવવામાં સહાયક હોય. (૧૪) એ શ્રાદ્ધ હોય. એટલે કે એને સુદેવ સુગુરુ અને સુધર્મ પર અચલ શ્રદ્ધા હોય. (૧૫) એનું મન સ્થિર હોય. પણ ચંચળ નહિ. (૧૬) એ ગુરુચરણે આત્મ–સમર્પણના આંતરનાદ લઈને સમીપ આવેલો હોય." ચારિત્ર યોગ્ય આવા સોળ ગુણો જોઈએ.

" પછી ? ........"

" પછી, મનની વચનની અને કાયાની પ્રવૃતિપર સખત કાબૂ રાખવો પડશે. સૂક્ષ્મમાં સૂક્ષ્મ કોટિની અહિંસા, સત્ય, અચૌરી બ્રહ્મચર્ય અને અપરિગ્રહતાના ભેખ સ્વીકારવા પડશે. ગુરુચરણોને અખંડ પકડી રાખવા પડશે. બાહ્ય આકર્ષણોના પ્રલોભનોમાં ખેંચાવાશે નહિ. બોલ, જોઈએ છે આ મુક્તિમાર્ગનું પ્રસ્થાન ?

" હાજી, જરૂર જોઈએ છે. ! પ્રભુ, આજથી હવે હું આપને શરણે છું." પ૦ પૂજ્ય આત્મારામજી મહારાજે આ રીતે મુમુક્ષની કસોટી પાષાણપર યોગ્ય ચકાસણી કરી; અને



| | |
|---|---|
| પૂજ્ય મુનિરાજશ્રી<br>દાનવિજયજી મહારાજ | પૂ. ઉપાધ્યાયજી મહારાજશ્રી<br>વીરવિજયજી ગણિવર |

ઓગણીસસો છેતાલીસની સાલના માગસર સુદ પાંચમના દિવસે પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજે ઘોઘા મુકામે દીપચંદભાઈને પવિત્ર પ્રવ્રજ્યા સમર્પિ પોતાના શિષ્ય બનાવ્યા.

દીપચંદભાઈ હવે શ્રાવક મટીને સાધુ બન્યા. અને **મુનિશ્રી દાનવિજયજી** એ નામથી ઓળખાવા લાગ્યા.

અનાદિના અણઘડયા પત્થર–જીવનમાં આ અણગારે સાધુતાની કલા કોતરી. અનાદિનો સંસારમાર્ગ મૂકાવી મુકિતપંથનું પ્રયાણ આદરાવ્યું. વિલાસની મોહકતા અને વિષયોની મધુરતા વિશરાવી વિરાગની મોહકતા લગાડી !

નરવીર યુવકે પણ વિકારોની વિવશતામાં પ્રમોદ ન માનતાં વિકારોનો સામનો કરવામાં મોજ માની.! અંત વિનાની જિનની જ્ઞાનપ્રભાને અનુસરવા એ મહાવ્યકિતએ પોતાના જીવનનું ગુરુચરણે મહાસમર્પણ કર્યું.

અને એ કલ્યાણ દિને એ મહામાનવનું ધર્મ જાગ્રતિનું મહાન મંગલપરોઢ ઉગ્યું.

[ 3 ]

# પવિત્રજીવનની પગદંડીએ....

" વિલંઘી શૃંગોને ગહનવન સૌ સંસૃતિ તણાં,
વિછંડી મિથ્યા સૌ પડલ મદ ને માન જ તણાં,
પયોધિ ત્રાપીને મદન જલનો મોહ વિષનો,
અનંતા સિદ્ધોની ચરણરજમાં લીન બનવું. "

સંસારની ગલીચ ગલીઓમાંથી બહાર નીકળી જઈ, સયંમના શોહામણા સૌધમાં બિરાજિત થયેલા મુનિશ્રી દાનવિજયજીનાં ચારિત્રજીવનનું ઝરણું પંચમહાવ્રતોની વિકટ ગિરિમાળાઓમાંથી ખળખળ વહેવા માંડયું. એ જીવન ઝરણામાં સમિતિ અને ગુપ્તિની જિનાજ્ઞારૂપી પ્રફુલ્લ વનલતાઓ પોતાનું મોહક-પ્રતિબિંબ પાડતી હતી. સમતાની સૂરિલી કોયલ જીવન-ઝરણાની પાળે બેસી ઝરણાના તાલમાં સુર પૂરતી હતી; ઉદાસીનતા અને

ગંભીરતાની પનિહારીઓ પુરમસ્તીમાં ક્રીડા કરતી હતી, શમ–દમ અને આર્જવ–માર્દવના હંસલાઓ નિર્દોષપણે એ ઝરણામાં સર્વાંગીણ સ્નાન કરી રહ્યા હતા. તપ-ત્યાગના ખડકો પર થઇને એ વેગીલું અને વિશાળ જીવન ઝરણું અવિરત પણે વહી રહ્યું હતું.

અનંતકાળના અંધારમય ઇતિહાસમાં જીવે રાગ અને દ્વેષને આધીન બની વિશ્વના મોહમૂઢ જંતુઓ સાથે અનેક પ્રકારે સ્નેહ અને વૈરનાં જીવન જોડયાં. તેનાથી તો સંસારયાત્રા દીર્ઘ બની. ત્યારે તે સંસાર યાત્રાને અટકાવી મુક્તિપંથના રાહે ચઢાવનાર મહાકારુણિક ગુરુમહારાજના ચરણોમાં કરેલું આત્મ સમર્પણ, અહો! કેવી અજબ રીતે ભવોભવની પીડાને હરે છે! આત્માની કેવી ભવ્ય ઉન્નતિ સર્જે છે! અને પરમ સાધ્યના સાન્નિધ્યમાં કેવી અપૂર્વ શીઘ્રતાએ લઇ જાય છે!

મુનિરાજ શ્રી દાનવિજયજી મહારાજે તો પ. પૂજ્ય ઉપાધ્યાયજી શ્રી વીરવિજયજી મહારાજના કુશળ હાથમાં પોતાની જીવનનૌકાનું સુકાન સોંપી, પોતે માત્ર તે મહાપુરુષના અદના આજ્ઞાંકિત સેવક તરીકે તેઓશ્રીની આજ્ઞાના રાહે જીવનનૈયા વહાવનાર બન્યા.

દીક્ષા બાદ નૂતન અણગાર પૂ. ગુરુદેવશ્રીની સાથે વિહાર કરી ડભોઇ પધાર્યા. ત્યાંના શ્રી સંઘના અત્યાગ્રહથી ૧૯૪૬ ની સાલનું ચાતુર્માસ ત્યાં કર્યું. અને ૧૯૪૭ના બ્યાવર ખાતેના ચોમાસામાં નૂતન મુનિશ્રીએ પ. પૂ. ગુરુમહારાજશ્રીની શિતળ છાયામાં વ્યાકરણ, કાવ્ય-અલંકાર, સાહિત્ય વગેરેનું સુંદર અધ્યયન કર્યું.

હવે વિહાર તે પંજાબ તરફ લંબાય છે કે જે ભૂમિનાં પરમશાસ્ત્ર પારંગત મહાપ્રભાવક પૂજ્ય આત્મારામજી મહારાજના સાનિધ્યમાં ખૂબજ ધર્મપ્રભાવના થઇ રહી હતી. પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજે પોતાના પરમ ગુરુદેવશ્રીની નિશ્રામાં ૧૯૪૮ની સાલનું ચોમાસુ હુંશીયાર પુરમાં કર્યું.

૧૯૪૯ નું ચોમાસુ ગુજરાનવાલામાં કર્યું. અને ૧૯૫૦ ની સાલમાં પૂ. દાનવિજયજી મહારાજ તારક ગુરુદેવશ્રીની સાથે પટ્ટીમાં પધાર્યા. અને ચાતુર્માસ ત્યાં વ્યતીત કર્યું. આ ચાતુર્માસ દરમિયાન તેઓશ્રીએ જયોતિષનો સર્વાંગસુંદર અભ્યાસ કર્યો. અને તે વિષયમાં અદ્વિતીય વિદ્વતા પ્રાપ્ત કરી. જેનો એક પ્રસંગ અહિંયા જોઇએ :—

જ્યારે પૂજ્યશ્રી મારવાડ પ્રદેશમાં વિચરી રહ્યા હતા, ત્યારે ધનારીના શ્રીપુજ મહેન્દ્રસૂરીશ્વરજી સાથે જ્યોતિષ વિષયક વાદ કરી, શ્રીપૂજને સજ્જડ હાર આપી.

પાદરલીના નૂતન જિનાલયની પ્રતિષ્ઠાનું મુહૂર્ત શ્રીપૂજે પાદરલીના સંઘને કાઢી આપ્યું. મુહૂર્ત લઇને પાદરલીના આગેવાનો પીંડવાડા આવ્યાં, કે જ્યાં જ્યોતિષમાર્તંડ, સકલાગમ રહસ્યવેદી પૂજ્ય આચાર્ય ભગવંત શ્રી દાનસૂરીશ્વરજી મહારાજ પોતાના વિશાળ શિષ્ય પરિવાર સાથે બિરાજેલા હતા.

" ભગવંત! પાદરલીના નૂતન જિનાલયની પ્રતિષ્ઠાનું આ મુહૂર્ત અમે લાવ્યા છીએ તે બરાબર છે?" પૂજ્ય આચાર્ય ભગવંતની જ્યોતિષ વિષયક ખ્યાતી સુંદર પ્રસરી હોવાથી શ્રાવકોએ પૂજ્યપાદને મુહૂર્ત બતાવતાં પૂછયું.

" ના, આ મુહૂર્ત દોષવાળુ છે." મુહૂર્તને પહેલી તકે જ જોતાં પૂજ્ય આચાર્ય ભગવંતે કહી દીધું.

" પરંતુ સાહેબ, આ મુહૂર્તતો શ્રીપૂજ શ્રીમહેન્દ્રસૂરિજીએ અમને આપેલું છે!"

"ભલે, ગમે તેણે આપ્યું હોય, મુહૂર્ત દોષવાળું છે, એ નિર્વિવાદ વાત છે." પૂજ્ય આચાર્યદેવનું આ નિશ્ચલકથન સાંભળી શ્રાવકો મુંઝવણમાં પડી ગયા. છેવટે મુહૂર્ત લઇને તે બધા શ્રીપુજ પાસે પહોંચ્યા. અને 'મુહૂર્ત દોષવાળું છે,' એમ જણાવ્યું. ત્યાં તો શ્રીપુજ ધુંવાપુંવા થઈ ગયા.

"મારૂં કાઢી આપેલું મુહૂર્ત દોષવાળું કોણ કહે છે?"

"અમે પૂજ્ય આચાર્યદેવશ્રી વિજયદાનસૂરિશ્વરજી મહારાજને આ મુહૂર્ત બતાવ્યું, તેઓશ્રીએ આને દોષિત કહ્યું છે."

"એમ....? તો હું એમની સાથે ચર્ચા કરવા માગું છું, જો એ તૈયાર હોય તો."

શ્રાવકો પાછા પીંડવાડા આવીને પૂજ્ય આચાર્યદેવશ્રીને વાત કરી. કે શ્રીપુજ આ પ્રમાણે ચર્ચા કરવા માંગે છે. આચાર્ય ભગવંતતો તૈયાર જ હતા. !

પૂજ્ય આચાર્ય ભગવંતની આ એક અપૂર્વ નૈસર્ગિક શક્તિ હતી, કે તેઓ જ્યારે ને ત્યારે ગમે તેવા વિકટ પ્રસંગોમાં પણ અદ્ભુત સામર્થ્યથી સરસ માર્ગ કાઢતા, બેધડક પણે

અને શાસ્ત્રાનુસારી પણે લડી લેતા ! અને પ્રભુશાસનની અડોલ વિજયપતાકાને આબાદ રીતે લહેરાવતા.

“ભલે હું તૈયાર છું, જ્યારે તે આવે ત્યારે” પૂજ્યશ્રીએ શ્રાવકોને સાફ કહી દીધું. પરંતુ માનના શિખરે ચઢેલ શ્રીપૂજ કંઇ પીંડવાડામાં એમનેએમ આવે ? એણે પોતાના સામૈયાની માંગણી કરી. પરંતુ ચુસ્ત જૈનસંઘ એવા સન્માન કરવાની ઘસીને ના પાડે છે. છેવટે નક્કી થયું, કે બન્નેએ પીંડવાડાના સ્ટેશન પર મલવું અને ચર્ચા કરી લેવી.

શ્રીપુજ પોતાના આજુબાજુના ૧૦–૧૫ જ્યોતિષીઓને લઈને આવી પહોંચ્યો. આ બાજુ પૂજ્ય આચાર્યભગવંત પણ પોતાના શિષ્યપરિવાર સાથે આવી લાગ્યા. અને વાદ શરૂ થયો. મુહૂર્તમાં અનેક દોષોનો સાબિત કરી, પૂ. આચાર્ય ભગવંતે શ્રીપુજને અને એની સાથેના પંડિતોને દિઙ્મુઢ કરી દીધા ! પરાજયના પ્રબલ પ્રહારથી પરાસ્ત થયેલા શ્રીપુજે હારના એકરારપત્ર પર સહી કરી આપી. અને પૂજ્યપાદશ્રી જ્યોતિષ મંડળમાં જ્વલંત-માર્તંડ શા તપી રહ્યા.

[૪]

# એક મહાન ખોટ....

૧૯૫૧ ની સાલનું ચાતુર્માસ જીરામાં કર્યું.

આ ૧૯૫૧નું ગોઝારૂં વર્ષ ( પ્રાયઃ '૫૨' નીસાલ. ) જૈનશાસનને એક મહાન ફટકો લગાવી જાય છે. પૂજ્ય આત્મારામજી મહારાજ વિહાર કરી જીરા પધારે છે. અહિંયા પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજની શારિરીક સ્વસ્થતા સારી નહિ હોવાથી તેઓ ત્યાં થોડાક દિવસ રોકાયા હતા. તે દરમિયાન આપણા ચરિત્રનાયક પૂજ્ય મુનિરાજ શ્રી દાનવિજયજી મહારાજ પૂજ્ય આત્મારામજી મહારાજના સારા પરિચયમાં આવે છે. વાત્સલ્યભાવે પૂજ્ય આત્મારામજી મહારાજ કેટલાક જ્યોતિપવિષયક પ્રશ્નો મુનિશ્રી દાનવિજયજીને પૂછે છે, અને સચોટ પ્રત્યુત્તરો તેઓ પૂજ્ય આત્મારામજી મહારાજને આપે છે. પ્રત્યુત્તરો સાંભળી પૂજ્ય આત્મારામજી મહારાજનું અંતર ઠરે છે. મુનિશ્રી દાનવિજયજીની દિવ્ય-પ્રતિભા તેમના આત્માને સંતોષના અપુર્વ ઉલ્લાસથી

ભરી દે છે. જાણે એ મહાપુરુષ આ નૂતન મુનિમાં ભવિષ્યની શાસનની મહાપ્રદ્યોતકતા ન જોઇ રહ્યા હોય !

જેઠ સુદ ૭ ના દિવસે તેઓશ્રી ગુજરાનવાલા પધાર્યા. જાણે કરાલકાળના ભીષણ રણીયા પુ. શ્રી આત્મારામજી મહારાજના ઉચ્ચતમ આત્માને જિનશાસનના મહાનિધિમાંથી ઉપાડી જવા ચારેકોર ભમવા માંડયા. પાંચાલનો એ મહાધર્મ સુભટ જાણે અવિરતિ સાથેનો જીવન સંગ્રામ સમેટવા માંડયો ! ઘડી પછી ઘડી વીત્યે જાય છે, અને આજની એક અભાગણી પળે એ શાસનનો શિરતાજ આ મૃત્યુ લોકોને છોડી દૂર દૂર.... અમર લોકના આવાસો ભણી ચાલ્યો ગયો.... એ મહાપુરુષના વિરહનો કાળો કલ્પાંત સારાયે ભારતમાં પથરાયો, જેના પ્રતિક રૂપે હજારથી પંદરસો તારો, શોક દર્શાવતા આવી પડયા હતા. આ મહાન ફટકાથી જિનશાસનનો સંયમીવર્ગ ગમગીનીની ઘેરીચાદર નીચે દબાયો, ધર્મનો રત્નદીપક ઝંખવણો પડી ગયો.

૫૦ પૂજ્ય આચાર્ય ભગવંતશ્રી વિજયાનન્દસૂરીશ્વરજી મહારાજનું અકાલ મૃત્યું જાણી

[ ૫ ]

# સિદ્ધશૈલેશની યાત્રાએ....

પૂ. ગુરુદેવશ્રીના સ્વર્ગગમનના કાતિલ સમાચાર પૂ. ઉપાધ્યાયજી મહારાજને મલ્યા. તેમનો કોમળ આત્મા બેબાકળો બની ગયો, પરંતુ કુદરતના કાનુન આગળ કોનું ચાલી શકે!

૧૯૫૨ નું ચોમાસુ હુંશીયારપુરમાં કરી પૂ. ઉપાધ્યાયજી મહારાજ ૫૩ ની સાલમાં દીલ્હી પધાર્યા. અને ત્યાંજ ચાતુર્માસ પૂર્ણ કર્યું. આ રીતે પંજાબમાં છ ચાતુર્માસ પૂર્ણ કરી પૂ. ઉપાધ્યાયજી મહારાજ, શ્રી દાનવિજયજી મહારાજ વગેરે મુનિવરો સાથે રાજપુતાના તરફ પધાર્યા. અને ૧૯૫૪ ની સાલનું ચોમાસુ જયપુરમાં કર્યું.

ચાતુર્માસ પૂર્ણ થયે પૂ. ઉપાધ્યાયજી મહારાજ સૌરાષ્ટ્ર તરફ પધાર્યા. સોરઠભૂમિને પાવન કરતા તેઓ શ્રી સિદ્ધાચલની પુનિત યાત્રાએ આવી પહોંચ્યા. આ મહાગિરિના દર્શનથી

મુનિગણનાં હૃદયો પ્રમોદ-પૂર્ણ બન્યાં; અને અવર્ણનીય ભક્તિરસના સાગરમાં ડુબી ગયા. હૃદય-સાગરમાં ભક્તિનૃત્યની જમાવટ થતી ચાલી અને નૃત્યનાં ઝંકારમાંથી એક અખંડધ્વનિ પ્રાદુર્ભુત થયો :–

" ઓ, અનંતા જીવોના સિદ્ધિપદ દાતા સિદ્ધશૈલેશ!

તારા અણુ-અણુયે અને પરમાણુ-પરમાણુયે કયા દિવ્ય-ચેતન તત્ત્વો ગુંથાયાં છે, કે તારી સ્પર્શના માત્રથી અતીતમાં અઢળક પતિતો પાવનતાને પામ્યા! અનંતા આત્માઓ કલ્યાણ કેતનમાં પહોંચ્યા! અહો! તારા અંગ ઉપર આ વિશ્વના પામર જંતુઓ જ્યારે પોતાનાં પાપી પગલાં માંડે છે, ત્યારે તું તેમના અક્ષમ્ય પણ અપરાધોને રસાતલ કરવા જાણે તારા સાગર શા ગંભીર હૃદયમાંથી અનુપમ કારુણ્યના ધોધ વરસાવે છે!

શ્રી પુંડરિક ગણધર જેવા મહામુનીન્દ્રોએ કરોડોની સંખ્યામાં તારી મધુર ગોદ સ્વીકારી, ધીખતી શિલાઓને શીતળ શય્યા કરી! ત્યારે તેં તો સાચે જ તેમને શિવમહાલયની

સહાની શીતળ શય્યા અર્પી! વાહરે વાહ! એ યારા સિદ્ધગિરિ! તારી લીલા અમારાં અંતરોને ભક્તિ-ભીનું કરી દે છે!"

મહાગિરિની સ્પર્શના-યાત્રા કર્યા બાદ પૂ. ઉપાધ્યાયજી મહારાજ વગેરે મુનિગણ ઘોઘા પધાર્યા. પરંતુ એ અણગારોનાં ચિતડાં તો ઘંટનાદોથી ગાજતા સિદ્ધગિરિની સોડમાં જ પડ્યાં હતા!

"વિશ્વની વંદના સિદ્ધશૈલેશને, પાપના પુંજને જે પ્રજાળે.
હૃદયસંતાપની શૃંખલા તોડીને, મુક્તિની ચાહનાને જગાવે!

૧૯૫૫ ની સાલનું ચાતુર્માસ ઘોઘા કરી, ૫૬ ની સાલમાં પૂ. મુનિરાજશ્રી દાનવિજયજી મહારાજ પરમતારક ગુરુદેવશ્રીની સાથે પાછા પાલીતાણા પધાર્યા. ૧૯૫૬ ની સાલનું ચોમાસુ પૂ. મહારાજશ્રીએ સિદ્ધગિરિની પાવની નિશ્રામાં કર્યું.



[ ૬ ]

# પ્રથમ શિષ્યરત્નની પ્રાપ્તિ

ચાતુર્માસ પૂર્ણ થયે, ચાતુર્માસ દરમિયાન જ્ઞાન–ધ્યાન, તપ–ત્યાગ અને સંયમ જીવનને યોગ્ય તૈયાર થયેલા પાંચ મુમુક્ષુઓની દીક્ષા કાર્તિક વદ છઠના દિવસે થઈ. જેમાંના એક હતા પિંડવાડાના વતની શ્રી પ્રેમચન્દજી.

અનેક સુરમ્ય અને વિરાટ જિનાલયોથી મારવાડની પુણ્યભૂમિ અનુપમ રમણીયતાને ધારણ કરી રહી છે. આબુ–દેલવાડાનાં ગગનચુંબી જિનપ્રાસાદો જૈનશાસનની અપૂર્વ ગૌરવ-ગાથા સુણાવી રહ્યાં છે. રાણકપુરજીનું નલિનીગુલ્મ વિમાનના આકારનું અદ્ભુત જિનચૈત્ય જૈન ઇતિહાસમાંની અનેક પૈકીની એક અને સમૃદ્ધ અવસ્થાનું સૂચન કરી રહ્યું છે. તદુપરાંત બીજી પણ પંચતીર્થીઓ અને દેવવિમાનશા દિવ્ય ચૈત્યો અનેક ભાવુક યાત્રિકોને આકર્ષી રહ્યાં છે; તથા મરુભૂમિની અજબ જાહોજલાલીને દર્શાવી રહ્યાં છે.

આજ ભૂમિ પર પિંડવાડા શહેર પણ બાવનજિનાલયયુક્ત ભવ્ય મંદિર, વિશાળ જ્ઞાનભંડાર, ધર્મશાળા, પાઠશાળા અને અનેક શ્રાદ્ધરત્નોથી અપૂર્વ રીતે શોભી રહેલું છે.

અહિંયાં સાતભાઇઓનું એક સંયુક્ત કુટુંબ વસ્યું હતું. જેમાં શ્રી ભગવાનદાસ વડીલસ્થાને હતા. ઉદારતા, ન્યાય–સંપન્નતા, સદાચાર વગેરે સુગુણોના અલંકારથી અલંકૃત આ પરમ શ્રાદ્ધરત્નનાં અર્ધાંગના કંકુબાઇ પણ જાણે આબેહૂબ શીલની પ્રતિમા અને સહનશીલતાના અવતારશા શોભી રહ્યા હતા. એમના ગૃહસ્થાવાસનો સ્રોત આર્યધર્મના માર્ગે વહી રહ્યો હતો.

આ દંપતિને ત્યાં ઓગણીસસો ચાલીસના ફાલ્ગુનમાસની શુકલ ત્રયોદશીના પુણ્યદિને નાનકડા પ્રેમચન્દજીનો જન્મ થયો. કંકુબાઇ અને ભગવાનદાસ વગેરે કુટુંબીજનોના હર્ષનો તો કંઇ પાર જ ન રહ્યો!

પુત્રના લાલન પાલનમાં આ સુખી ગૃહસ્થને ત્યાં શું કમીના હોય! દિનપ્રતિદિન જેમ

પ્રેમચન્દજી વયે મોટા થતા ગયા, તેમ તેમના બાળજીવનમાં અન્યત્ર દુર્લભ એવા અપૂર્વ ગુણો દેખાવા માંડયા. ગંભીરતા તો જાણે પૂર્વજીવનમાંથી છેડે બાંધીને ન લાવ્યા હોય! સહનવૃત્તિ તો જાણે માતાએ ગળથુથીમાંથી જ ન પાયી હોય! ત્યારે ઉદ્દાત મનોભાવનાઓ તથા ભાવિજીવનની ઉન્નતવિચારશ્રેણિઓ તો તેમના નાજુક મનમાં રમવા લાગી ગઈ હતી.

૬-૭ વર્ષ બાળક્રીડામાં જોતજોતામાં પસાર થઈ ગયાં; અને પ્રેમચન્દજીને ગામઠી શાળમાં ભણવા માટે મુકવામાં આવ્યા. થોડાક વર્ષ વ્યવહારિક શિક્ષણ પ્રાપ્ત કર્યું ન કર્યું, ત્યાંતો પિતાશ્રીની વ્યારા (સુરત પાસે) મુકામેની દુકાનના કામકાજ અર્થે તેઓ વ્યારા આવ્યા; અને ત્યાં દુકાનનો બધો ભાર પોતાના શિરે આવ્યો!

દુકાનનું સંચાલન કરવા સાથે, આમેય જે બાળપણાથી તેમને ધર્મની જે પ્રીતી હતી તે અહિંયા આવ્યા પછી અધિક થઈ, ધર્મપ્રત્યેનો ઝોક વધુ થયો.

ઉંમર તો તેમની માત્ર પંદર વર્ષની પણ એક દિવસ તેમની ભાવના શ્રીસિદ્ધગિરિની

અને ખૂબ નિકટ ખેંચ્યું !

પ્રેમચન્દજીતો જેમજેમ વધુનેવધુ પૂ. મુનિશેખર શ્રી દાનવિજયજી મહારાજના સંપર્કમાં આવવા લાગ્યા તેમતેમ તેમની મનોવૃત્તિઓ વૈરાગ્યના લોહચુંબક તરફ ખેંચાતી ચાલી! તેમની મનોગત ભવ્ય-ભાવનાઓનાં આંદોલનો શરૂ થયાં. તેમને લાગ્યું કે અહો! કેવા મહાન આ સાધુ પુરુષો છે! કેવી છે તેમના જીવનનંદનવનની મઘમઘાયમાન સુવાસો! કેવાં અદ્ભુત છે તેમનાં આત્મપરાક્રમો! ખરેખર! આવા મહાન સંતોની આજે મારાપર અમીદૃષ્ટિ થઈ! ધન્ય છે મારા જીવનને!" ભવિષ્યના એક વિશાળકાય સાધુરત્નોના સમુદાયના સર્જક થવાના પાયા અહીં મંડાયા.

પ્રેમચંદજીએ પૂ. મુનિરાજ પાસે ધાર્મિક અભ્યાસ શરૂ કર્યો. પૂજ્યશ્રીએ પણ આ ઉગતા-યુવાનની જીવનપ્રભાતે, મનોમંદિરના આંગણે તત્ત્વજ્ઞાનના દીવડા પ્રગટાવ્યા! શુભમનોરથોના લલિત-સ્વસ્તિકો પૂર્યા! અને ઉચ્ચ આદર્શોનાં ગુલાબીજલ છાંટયાં! પરંતુ

પરંતુ, એક એવો દિવસ આવી પહોંચ્યો, કે જે દિવસે પ્રેમચન્દજી પોતાના માર્ગે નિર્ભયપણે ઘરછોડી ચાલી નીકળ્યા. એ દિવસે ભગવાનદાસના કોઈ સગાનું ગામમાં મરણ નિપજ્યું; તેથી તેની કાણ માંડવા ઘરના માણસો સગાને ત્યાં ગયા. અહિંયાં ઘરમાં એકલા પ્રેમચંદજી બેઠા છે! તેમનું આત્મપંખી કોઈ રીતે આ પિંજરામાં પુરાઈ રહેવા તૈયાર નથી. જોયું કે 'આ પિંજરાનું બારણું હમણાં ખુલ્લુ છે! રખેવાળ પણ નથી! તો શામાટે આ તકનો લાભ ન ઉઠાવવો?.......' આમ ચિંતવી ધીમા અને નિશ્ચલ પગલે પહેરે કપડે પ્રેમચન્દજી ઘરનાં બારણાં વટાવી ચાલી નિકળ્યા દૂર....દૂર....દૂર........

તેની ભાવનાસૃષ્ટિ રચાતી હતી સંયમના સાજ સજવા! તેની તમન્નાઓ જાગતી હતી ગુરુચરણોમાં આત્મ સમર્પણ કરવા! તેનાં. ઝડપ-ભેર પગલાં પડતાં. હતાં-સંસારથી દૂર દૂર ચાલી જવા........

એક દિવસમાં એક સાથે છત્રીસ (૩૬) માઈલનું અંતર પગે ચાલી કાપી

નાંખ્યું ! અને સ્ટેશનેથી ગાડી પકડી એક નવલી પ્રભાતે તે નવયુવાન પાલીતાણાની પુનિત ભોમ પર પૂ. ગુરુમહારાજનાં ભવચૂરક ચરણોમાં આવી ઝૂકયો !

“ અરે પેમા ! તું આમ અચાનક કયાંથી ? ” પ્રેમચન્દજીને અચાનક આવી ઉભેલો જોતાં પૂ. ઉપાધ્યાયજી મહારાજે સોત્સુકતાથી પૂછ્યું.

“ સાહેબ ! કથની લાંબી છે.... પછી કહીશ.... ” ગુરુમહારાજને વંદન કરી ‘હાશ !’ નો શ્વાસ લઇ નીચે બેસતાં પ્રેમચન્દજીએ કહ્યું.

બે પાંચ મિનિટ મૌન પથરાયું. અને પ્રેમચન્દજીએ ‘અથ’થી માંડી ‘ઇતિ’ સુધીનો વિતેલો વૃત્તાંત ગુરુ સમક્ષ પ્રગટ કર્યો. યુવાનનું ઘેરથી આમ એકાકીપણે ચાલી આવવાનું તે પણ છત્રીસ છત્રીસ માઇલ એક સાથે ચાલીને આવવાનું અદ્ભુત પરાક્રમ સાંભળી પૂ. ઉપાધ્યાયજી મહારાજ તથા પૂ. મુનિરાજ શ્રી દાનવિજયજી મહારાજ વગેરે મુનિવરો આશ્ચર્યચકિત થઇ ગયા.

ચાતુર્માસ બેસી ગયું. આરાધક આત્માઓ તન મન અને ધનના સમર્પણ ભોગ આપી અપૂર્વ આત્મોન્નતિ સર્જી રહ્યા. અઢળક પુણ્યોપાર્જન કરવાની અનેરી તક પ્રાપ્ત થાય છે, ચાતુર્માસના કાળમાં! આત્મા પર અનાદિકાળથી ઘર કરી ગયેલા કુકર્મો અને કુસંસ્કારોનો 'બાયકોટ' કરી આત્મ-મુક્તિને પ્રાપ્ત કરવાનો સ્વાતંત્ર્યજંગ ખેલાય છે આ ચાતુર્માસના દિવસોમાં! તપ-ત્યાગ અને જ્ઞાનધ્યાનના મહાયજ્ઞો આરંભાય છે આ પુણ્યદિનોમાં!

પ્રેમચન્દજી અને સાથે બીજા પણ પાંચ મુમુક્ષુઓ ગુરુમહારાજની કલ્યાણકર નિશ્રામાં સ્વાધ્યાય ધ્યાન, તપત્યાગ વગેરેથી આત્માનું ઉર્ધ્વીકરણ કરી રહ્યા. ચાતુર્માસપૂર્ણ થયે તો પ્રેમચન્દજીએ સંયમયોગ્ય આત્મ તૈયારીઓ પણ કરી લીધી! અને સત્તર વર્ષની તરુણવયે તેઓશ્રી પ્રેમચન્દજીમાંથી મુનિશ્રી પ્રેમવિજયજી બન્યા, પૂ. મુનિવર્યશ્રી દાનવિજયજી મહારાજના શિષ્ય તરીકે.



# પંન્યાસપદથી વિભૂષિત બન્યા.

૧૯૫૭ નું ચોમાસુ મુનિશ્રી દાનવિજયજી મહારાજે પ. પૂ. ગુરુદેવશ્રીની સાથે પાટણમાં કર્યું. અને ૧૯૫૮ નું ચોમાસુ પૂ. ગુરુદેવશ્રીમદ્‌ની આજ્ઞાથી વડોદરા કર્યું. જે ચોમાસામાં પૂ. મુનિરાજશ્રીની અદ્દ્ભુત ચારિત્ર-પ્રભાથી ઘણા ભાવિક લોકો ધર્મમાર્ગે જોડાયા.

તદુપરાત પોતાના વિશદ્-બુદ્ધિપ્રાગલ્ભ્યથી તૈયાર કરેલ સંસ્કૃત ભાષા, તેનાં કઠિન કાવ્યોનું વાંચન, ન્યાય-તર્કશાસ્ત્રની વિચક્ષણુતા, વિશાળજૈનાગમોનું રહસ્યમયજ્ઞાન વગેરેનો અભુતપૂર્વ વારસો તેઓશ્રીએ પોતાના પ્રથમશિષ્યરત્ન મુનિશ્રી પ્રેમવિજયજીને આપવો શરૂ કર્યો. કેવી અનહદ કૃપા! કેવી અલૌકિક વત્સલતા!

વળી એ કાળ એવો હતો કે જ્યારે બ્રાહ્મણ પંડિતોની પણ તંગી ભારે હતી! કાશી

વગેરે સ્થળોથી ગુજરાતમાં આવનારા પંડિતો થોડાકજ હતા! પરંતુ એ પંડિતોની જરાપણ અપેક્ષા રાખ્યા વિના પૂ. મહારાજશ્રીએ પોતાના શિષ્યરત્ન શ્રી પ્રેમવિજયજીને સંસ્કૃતકાવ્યાદિનું સર્વાંગ સુંદર અધ્યાપન કરાવ્યું.

આ રીતે અધ્યાપન કરાવવા ઉપરાંત સ્વયં કર્મશાસ્ત્રના ઉચ્ચતમ ગ્રન્થોનું અધ્યયન પણ ખૂબજ ઉંડાઈથી કર્યું! કે જેના પ્રતાપે પોતાના નાનાશા ચારિત્ર પર્યાયમાં તે મહામુનિએ; પૂ. ગુરુદેવશ્રીની નાદુરસ્ત તબિયતના પ્રસંગે જ્યારે શ્રાવકવર્ગને વ્યાખ્યાન સંભળાવવાનો ભાર પોતાના શિરે આવ્યો ત્યારે લોકપ્રકાશ જેવા વિદ્વદ્ગમ્ય ગ્રન્થનું વાંચન શરૂ કર્યું.

'શી વાત! દાનવિજયજી લોકપ્રકાશ વાંચે છે.! અને તે પણ વ્યાખ્યાનમાં!' ગુજરાતના અન્ય સ્થળોમાં બિરાજેલા બીજા મુનિવરોને સમાચાર મળતાં મોમાં આંગળાં નાંખી ગયા! કેટલાએક સ્થવિર મુનિવરોએ તો પૂ. મુનિવર્યશ્રી દાનવિજયજી મહારાજને લોકપ્રકાશમાં પડતી કેટલીક શંકાઓ પણ પૂછાવી! પરંતુ ગુરુચરણોના ચરણચાકર એવા આ મુનિરાજના

ખીલેલા અપૂર્વ ક્ષયોપશમે શંકાઓના સુંદર સમાધાન કરી મુનિરાજની કીર્તિને અતિ ઉજ્વળ બનાવી.

પૂ. મુનિશ્રી પ્રેમવિજયજી મહારાજ પણ કેવા ચમકતા બુદ્ધિ-સિતારા! કેવી મનની એકાગ્રદશા! કે જેમાં વિશાળ પ્રકરણ-ગ્રંથો તથા 'કમ્મપયડી' પંચસંગ્રહ જેવા સર્વોત્કૃષ્ટ કર્મસાહિત્યના ગ્રન્થરત્નોનું મંથન કર્યું, બીજા અનેકોને કરાવ્યું! અને આજે પણ તેઓશ્રી કર્મસાહિત્યમાં અદ્વિતિય વિદ્વતા ધરાવી રહ્યા છે! જે એમની આશ્ચર્યકારી સ્મરણશક્તિ ધારણાશક્તિ અને પરાવર્તન શક્તિને આભારી છે.

૧૯૫૯ નું ચોમાસું પૂ. ગુરૂદેવશ્રીની સાથે પાલણપુરમાં કર્યું. ત્યાં ચોમાસુ પૂર્ણ કરી, અન્યક્ષેત્રોમાં સારી એવી ધર્મ-સુવાસ પાથરી વિચરતા–વિચરતા તેઓશ્રી ભરૂચ પધાર્યા. અને ૧૯૬૦નું ચાતુર્માસ ત્યાં કર્યું.

હવે પૂ. મુનિવર્યશ્રી દાનવિજયજી મહારાજનું ૧૯૬૧ નું ચોમાસુ ખંભાતમાં થાય છે. જે ચાતુર્માસ દરમિયાન પૂ. પંન્યાસપ્રવરશ્રી ચતુરવિજયજી મહારાજની પુણ્યનિશ્રામાં

પૂ. દાનવિજયજી મહારાજના શ્રીભગવતી સૂત્રના યોગોદ્વહન થાય છે. ચાતુર્માસની પૂર્ણાહૂતિ સાથે યોગોદ્વહન પણ પૂર્ણ થયા.

વિશિષ્ટકોટિના આત્માની આત્મશક્તિની કિંમત સમજવામાં ચતુર એવા પૂ. પન્યાસજી શ્રી ચતુરવિજયજી મહારાજના પુનિત હસ્તે માગસર સુદ અગીયારસના દિવસે પૂ. મુનિરાજ શ્રી દાનવિજયજી મહારાજ 'પંન્યાસ' પદવીથી વિભૂષિત થયા.

બાહ્ય-ઉત્કર્ષના અભિલાષી જીવોને માટે પદવીનાં પ્રલોભનો ખતરનાક નિવડે છે. પદવીની પ્રાપ્તિમાં મનુષ્ય જો પોતાની જાતને કંઈક મહત્વ પૂર્ણ માને તો એ પદવીનો ઝંઝાવાત શાણાને પણ અભિમાનના આકાશમાં ચઢાવે છે. પરંતુ આધાર વિનાના દર્પના અન્તરીક્ષમાંથી જ્યારે તે આત્મા પછાડ ખાઈ નીચે પટકાય છે, ત્યારે તેનું આત્મરૂદન કરૂણ હોય છે. ઉત્કર્ષનો અભિલાષ અવનતિની પ્રાપ્તિમાં સમાપ્ત થાય છે. હા, ઉચ્ચઉચ્ચગુણોની અભિલાષા જરૂર હોવી જોઈએ. પછી તથાવિધ ગુણસંપન્નતાના યોગે તે તે ઉચ્ચપદ અંતર્ગત આવી જાય છે. બાકી તો ઉચ્ચપદવીની આકાંક્ષાઓ મનુષ્યે કરવી જ ન જોઈએ.

આ રીતે પૂ. પંન્યાસજી મહારાજનો જીવનકાળ શ્રી જિનશાસનની અપૂર્વ સેવામાં પસાર થઈ રહ્યો હતો. તેઓશ્રીમાં મહાન જિનાગમોનું રહસ્યપૂર્ણજ્ઞાન અજબ હતું શ્રીસંઘમાં સાધુ અને શ્રાવકોને એ માટે ઉંચુ માન હતુ. એકવાર બે સારા અભ્યાસી સાધુઓ વચ્ચે વિવાદ પડયો, કે 'આંધળાને કેવળજ્ઞાન થાય કે નહિ. પછી તેમણે પ્રમાણભૂત આપણા પંન્યાસજી મહારાજશ્રી દાનવિજયજી ગણિવર્યને ગણ્યા. અને તેથી પંન્યાસશ્રીએ અંધને કેવળજ્ઞાન થઈ શકવાનો નિર્ણય આપ્યો—અને માન્ય રખાયો. પ્રસંગ તદ્દન સામાન્ય છતાં પંન્યાસજી મહારાજની વિદ્વતાનું સંઘમાં કેવું ઉચ્ચ સ્થાન હતું, તેનો એક નમુનો છે.

આ રીતે તેઓશ્રીમાં રહેલા અનેકાનેક ગુણો પૈકી નિઃસ્પૃહતા, સાદાઈ, પૂ. ગુરૂદેવશ્રીની અપૂર્વ સેવાભક્તિ, આચાર-કડકાઇ, સૂક્ષ્મશાસ્ત્રોનું નિપૂણ અવગાહન, શાસન પ્રત્યેની અવિહડ ભક્તિ, આશ્રીતો પ્રત્યેનો નિખાલસ વાત્સલ્ય વર્તાવ વગેરે ગુણો ખૂબજ વિકાસને પામેલા દેખાતા હતા. સદ્ધર્મ અને સિદ્ધાંતના અવિહડ પ્રેમી એ મહાપુરૂષ નગર—નગર અને ગામે-ગામે વિચરી પોતાની સદ્દગુણ—સુવાસ પ્રસારી રહ્યા હતા.



સદ્ધર્મરક્ષક
પૂ. આ. શ્રી વ. કમલસૂરીશ્વરજી મહારાજ.



પૂ. ઉ. શ્રી વીરવિજયજી મહારાજ.

૧૯૬૩ નું ચોમાસું છાણીથી વિહાર કરી લીંબડી કર્યું. અને અંબાલામાં પૂ. પંન્યાસજી મહારાજને પરમ ગુરૂદેવશ્રીનું મધુરૂં મીલન થાય છે. અને ગુરૂદેવશ્રીની નિશ્રામાં જ ૬૪–૬૫ નું ચોમાસુ અંબાલા ખાતે વ્યતીત કર્યું. ચોમાસુ પૂર્ણ થયે ત્યાંથી વિહાર કરી પૂ. ઉપાધ્યાયજી મહારાજ બિકાનેર પધાર્યા; અને૬૬ નું ચાતુર્માસ પૂ. નિઃસ્પૃહશિરોમણિ આચાર્ય ભગવંત શ્રી વિજયકમલસૂરીશ્વરજી મહારાજની નિશ્રામાં કર્યું. શારીરિક વ્યાધિના કારણે પૂજ્ય ગુરૂદેવની આજ્ઞા થવાથી વિહારનું વહેણ ગુર્જરભૂમિ તરફ વળ્યું. અને ૧૯૬૭ની સાલનું ચાતુર્માસ વડોદરામાં થયું.

૧૯૬૮ના શેષકાળમાં પૂ. આચાર્ય દેવશ્રી વિજયકમલસૂરીશ્વરજી મહારાજના સાધુગણનું એક સંમેલન વડોદરામાં યોજાયુ. જેમાં આધુનિક રીતરસમના ઝંઝાવાતમાં તણાઈ ગયેલા કેટલાએક મુનિઓ તરફથી પ્રવચન–વિરૂધ્ધ ઠરાવો પસાર કરવાની કોશિષ કરાયી. પરંતુ વિરોધીઓનાં હૃદય જાણે આ પ્રતિકારથી વધુ કદાગ્રહમાં દૃઢ ન થયાં હોય. તેવું તે પછીનો ભાવિ-કાલ પોકાર કરે છે.

[ ૮ ]

# ગુજરાતના પાટનગરમાં.

૧૯૬૮ની સાલનું દશાપરાનું ચોમાસું સરસ રીતે પૂર્ણ થયું. ત્યાંજ પૂજ્ય પંન્યાસજી મહારાજે પૂજ્ય ગુરૂદેવશ્રીની અનુજ્ઞાથી વડોદરાના જ્ઞાનભંડારની વ્યવસ્થાનું કાર્ય ઉપાડયું. અને પૂજ્યશ્રીએ પોતાના પરમ વિનેય મુનિવર્યશ્રી પ્રેમવિજયજી મહારાજ, મુનિરાજશ્રી મંગલવિજયજી મહારાજ વગેરે શિષ્યરત્નો સાથે વડોદરામાં મંગલ પગલાં કર્યાં. પૂ. પંન્યાસજી મહારાજનું ગુજરાતના પાટનગરમાં આ વખતનું આગમન વડોદરા નરેશના મહદ્ઉપકારને માટે બને છે.

આ અરસામાં વિદ્વચ્છિરોમણિ પૂ. પંન્યાસજી મહારાજના પરમવિનેય પૂ. મુનિરાજશ્રી પ્રેમવિજયજી મહારાજ ન્યાયશાસ્ત્રના અધ્યયન માટે સ્થાનિક પંડિતશ્રી બદ્રીનાથજીને ત્યાં નિયમિત જાય છે. ત્યાં એકદિવસ અચાનક ગુર્જરનરેશે ખાસ નિયુક્ત કરેલા વડોદરા

ઑરિએન્ટલ લાયબ્રેરીના વડા-શાસ્ત્રી શ્રી અનંતકૃષ્ણ તામ્રપર્ણિનો પૂ. મુનિરાજને સંપર્ક થયો. શાસ્ત્રીજી તો માત્ર સંસ્કૃત અને ઇંગલીશ ( English ) ભાષાથીજ જ્ઞાત હતા ! તેથી વાતચિત કેવી રીતે કરવી, તેથી મુંઝાવા લાગ્યા. પરંતુ પૂજ્ય મહારાજશ્રી સંસ્કૃતભાષાના સારા અભ્યાસી હોવાથી તેઓશ્રીએ સંસ્કૃતભાષામાં લલકારી શાસ્ત્રીજીની મુંઝવણ ટાળી ! અહિંયાં શાસ્ત્રીજીને પોતાની વહાલી ભાષામાં પૂજ્ય મહારાજશ્રી પાસેથી જૈન ધર્મના ખાસ તત્ત્વોની વાનગી મલતાં તેમના તો હર્ષનો પારજ ન રહ્યો. મુનિશ્રીએ પણ આત્મવાદ, કર્મવાદ, આશ્રવ, સંવર, પુણ્ય-પાપ વગેરે વગેરે જિનશાસનના મુખ્ય સિદ્ધાંતોનું એવું સરસ દિગ્દર્શન કર્યું કે જે પ્રસંગમાં શાસ્ત્રીજીને પૂ. મહારાજશ્રી પ્રત્યે અદ્ભુત-આંતરિક આકર્ષણ જામ્યું.

શું નવાઈ ! કે જે શાસ્ત્રીજી ભારતીય દર્શનોના તલસ્પર્શિજ્ઞાતા છે, પાશ્ચિમાત્યસંસ્કૃતીના અભ્યાસી છે, અનેક વિદ્વાનોના પરિચયમાં આવેલા છે, છતાં એક જૈનશાસનના મુનિ પાસેથી જૈનાગમોનું આછું દિગ્દર્શન મલતાં તેમનું હૈયું મુનિની પ્રૌઢ પ્રતિભા પર ઓવારી જાય છે !

ખરેખર, મહાત્યાગ અને વિરાગના ભેખધરીને નિઃસ્પૃહવૃત્તિથી સ્વ-પરનું કલ્યાણ સર્જતા પ્રભુશાસનના મુનિવરો પ્રત્યે આર્યપ્રજાતો શું. અનાર્યો પણ નતમસ્તક બની જાય છે.

એક દિવસે, મનોરમ પ્રભાતવેળાએ બાલરવિના મૃદુકિરણો પાટનગરના વિશાળ રાજમાર્ગોપર વેરાયાં હતાં, નગરજનોની આછી-આછી અવરજવર શરૂ થઇ ચૂકી હતી, ત્યાં આપણા ત્યાગમૂર્તિ નીચીદષ્ટિએ અને સ્વસ્થતાપૂર્વક, કપડાએ વીંટેલીપોથીને હાથમાં લઈ ચાલ્યા જતા હતા. એકમાર્ગ પરથી બીજામાર્ગને, એકગલીથી બીજીગલીને વટાવતા-વટાવતા એ મહામુનિ પંડિતજીના નાના શા મકાન આગળ આવી પહોંચ્યા. એમાં પંડિતજી શાંતચિત્તે રૂદ્રાક્ષની માળા ફેરવતા બેઠા હતા, મુનિશ્રીને જોઇ, માળાને પૂર્ણ કરી મુનિવરોનો યોગ્ય સત્કાર કરી પોતે અભ્યાસપીઠ પર આરૂઢ થયા. મુનિરાજે પણ એકબાજુએ ઈરિયાવહિ કરી, રજોહરણથી જગાને પૂંજી પોતાનો દંડ સ્થાપિત કરી પંડિતજીની સામે પોતાનું સ્થાન લીધું.

નિત્યક્રમ મુજબ ન્યાયશાસ્ત્રનું ઉંડું અધ્યયન શરૂ થયું; એવામાં તો રાજમાન્ય શાસ્ત્રીજી અનંતકૃષ્ણ તામ્રપર્ણિ આવી ચઢયા.

"નમસ્તે મહારાજજી !" ઘરમાં પ્રવેશતાંજ આછું સ્મિત ફરકાવતાં શાસ્ત્રીજીએ મહારાજશ્રીને અભિવંદ્યા.

"ધર્મલાભ !" ગંભીરધ્વનીએ પૂજ્યશ્રીએ શાસ્ત્રીજીને ધર્મ–આશિષ સમર્પી. પંડિતજીએ પણ શાસ્ત્રીજીને પોતાના આસને બેસાડી યોગ્ય સત્કાર કર્યો. આ બાજુ પૂ. મુનિરાજ તથા પંડિતજીની જ્ઞાનગોષ્ઠિ તો મધુર રીતે આગળ ધપતી ચાલી; શાસ્ત્રીજી પણ એકાગ્રચિત્તે તે જ્ઞાનગોષ્ઠિમાં ભાગ લઈ રહ્યા હતાં. ત્યાં તેમને લાગ્યું કે" આ મુનિરાજની બુદ્ધિ તીવ્ર અને તત્ત્વગ્રાહી છે....તો શું તેઓ અમારી લાયબ્રેરીમાં આવી તેમના જૈનસાહિત્યનું અવલોકન ન કરે ? આ પ્રમાણે મનોગત ભાવનાને તેમણે પૂ૰ મુનિશ્રી સમક્ષ પ્રગટ કરી.

"મહારાજશ્રી, એક વિનંતિ કરૂં છું, કે અમારી લાયબ્રેરીમાં આપના જૈનધર્મનાં પણ વિપુલસંખ્ય પુસ્તકો છે; તે ઉપરાંત વેદાંત, સાંખ્ય, બૌદ્ધ પાશ્ચિમાત્ય સાહિત્ય વગેરેનાં પણ ઢગલાબંધ પુસ્તકો છે. તો તેનું એક અવલોકન કરવા આપ ન આવી શકો ?"

"કેમ નહિ ? જરૂર આવી શકાય" જ્ઞાનના રસિયા એવા મુનિશ્રીને તો ભાવતુ

મલ્યું ! શાસ્ત્રીજીને પણ મુનિરાજની સંમતિ મલતાં ઘણો સતોષ થયો. અને પોતે ત્યાંથી ઉઠી. મુનિશ્રીને જતાં જતાં '(अभिवन्दे)' નું નમસ્કાર-સૂત્ર સુણાવી, ઘર-છોડી રાજમાર્ગે અદ્રશ્ય થઈ ગયા.

અહિંયાં તો પૂ૦ મુનિરાજશ્રી પ્રેમવિજયજી મહારાજ 'હવે કયારે તક મલે અને એ વિશાળ-સમુદ્રશા પુસ્તક-ભંડારનું નિરિક્ષણ કરૂં !' એ ભાવનામાં રમી રહ્યા છે, ત્યાં તો એક દિવસે શાસ્ત્રીજી આવી પહોંચ્યા તેડુ લઈને ! મુનિરાજ તો રાહ જ જોઈ રહ્યા હતા; એટલે શાસ્ત્રીજીની સાથે હર્ષભેર ચાલી નીકળ્યા.

લાયબ્રેરીમાં આવી પહોંચ્યી. શાસ્ત્રીજી ઉલટભેર પૂ૦ મુનિવર્યને એક પછી એક કબાટ ખોલી ખોલી વિવિધ દર્શનોના ગ્રન્થો બતાવે છે, મુનિરાજ પણ એકાગ્રચિત્તે ગ્રન્થોનાં પાનાં ઉથલાવી-ઉથલાવી અવલોકનનો આનંદ માણી રહ્યા છે. તેમનું હૃદય તો એ ઝંખી રહ્યું છે, કે કયારે આ સર્વ ગ્રન્થરત્નોનું સૂક્ષ્મ અવગાહન કરવાનો અવસર મને લાધે ! કેવા અદ્‌ભુત આ જૈનદર્શનના અનેકાનેક શાસ્ત્રો ! અહા, એ ધન્ય અવસર આવી મલે........ "ત્યાં

તે મુનિશ્રીના વિશાળ દૃષ્ટિપથમાં ભાવિનું એક સુરમ્ય ચિત્ર ખડું થયું.....” શકય છે! શકય છે! આ સર્વગ્રન્થોનું તલસ્પર્શી પરિજ્ઞાન........! પણ તે ત્યારે, કે જ્યારે વીસથી પચીસ યુવાન સાધુઓના ઉછળતા રક્તપ્રવાહો આ કાર્યમાં વહે....મન-વચન અને કાયાની સર્વશક્તિઓ સતત પણે અને સખત રીતે આ જ્ઞાન-સાધનાના મહાયજ્ઞમાં હોમાય........ જીવનનું સર્વસ્વ આ શાસ્ત્રોનું અધ્યયન જ, તેનું રટણ જ મનાય........વાહ વાહ! જો આવું એક મુનિમંડળ સર્જાય તો મારા પ્રભુનું શાસન વિશ્વના આંગણે કેવું ચમકી ઉઠે! કેવી અભુતપૂર્વ શાસનની પ્રભાવના પ્રવર્તે! કેમકે આવું એક સુવિહિત ગીતાર્થ સાધુઓનું મંડળ-અને તે પણ ઉગતું બળ! ઉછળતું જોમ! શાસ્ત્રીય જીવન! ગુરુનિશ્રાની છાયાવાળું! શું ન કરી શકે? પ્રભુ........મારી આ સ્વપ્નસૃષ્ટિ પ્રત્યક્ષ બનો.”

અને ખરેજ! આજે તેઓશ્રીની એ ભવ્ય-ભાવના ફળીભૂત બનતી જાય છે; છેલ્લા ચાર વર્ષોના ઇતિહાસમાં તેઓશ્રીની પાસે વીસથી પચીસ નવલોહીયા યુવાનો પવિત્ર-પ્રવ્રજ્યાને અંગીકાર કરી, તે પરમવાત્સલ્યસિન્ધૂ આચાર્યભગવંતની મનોગત ભાવનાઓને સંપૂર્ણ

આકાર આપી રહ્યા છે, સંસ્કૃતભાષા–વ્યાકરણ–કાવ્યોનું વાંચન, પ્રકરણગ્રન્થો, કર્મસાહિત્ય (કમ્મપયડી–પંચસંગ્રહ) વગેરે પ્રૌઢ ગ્રંથોનું તેઓશ્રીએ સ્વયં, એ સાધુઓને અધ્યયન કરાવી ત્રણથી ચાર વર્ષ જેવા ટૂંકા ગાળામાં અજબ જ્ઞાનમાધુરી પ્રસારી છે.

ત્રણથી ચાર કલાક જ્ઞાનભંડારનું એક સારા વિદ્વાનને છાજતું વિશદ અવલોકન કરી પૂજ્યશ્રી ઉપાશ્રયે પાછા નિવર્ત્યા. પરંતુ, હવે દિનપ્રતિદિન પૂ. મુનિવર્યશ્રી તથા શાસ્ત્રીજીનો ધર્મ–સ્નેહ વૃદ્ધિગત થવા લાગ્યો.

હવે એક દિ' વડોદરાનરેશ અને તેમના મિત્ર ઇન્દોરનરેશ જૈનજ્ઞાનભંડારના નિરીક્ષણાર્થે આવે છે. ત્યાં વડોદરાના શ્રી સંઘના અગ્રગણ્યશ્રાવકો, પૂ. પંન્યાસજી મહારાજ, પૂ. મુનિવર્યશ્રી પ્રેમવિજયજી મહારાજ, અનંતકૃષ્ણ શાસ્ત્રીજી વગેરે પણ ઉપસ્થિત છે. આ પ્રસંગ પૂર્વે શાસ્ત્રીજીએ વડોદરાનરેશને પૂ. પંન્યાસજી મહારાજ શ્રી દાનવિજયજી મહારાજની અપૂર્વજ્ઞાન વિશદતાનો સારો ખ્યાલ આપેલો હોવાથી ભંડારનું ઉડતું અવલોકન કરી, વડોદરાનરેશ શાસ્ત્રીજીના સામું જોઈ પુછે છે; કે "આ મહાત્માઓમાંથી કયા મહાત્મા મને જૈનશાસ્ત્રોનું સુગમ

દિગ્દર્શન કરાવનાર છે ?" શાસ્ત્રીજીએ પૂ. પંન્યાસજી મહારાજની સામે આંગળી ચીંધીને કહ્યું, "આ મહાત્માપુરૂષ આપશ્રીને જૈનશૈલિએ સુંદર તત્ત્વજ્ઞાન પીરસશે. તેઓ શ્રીમદ્દનું જૈનાગમોનું જ્ઞાન બહુજ ઉંડું છે." ત્યારપછી ત્યાંજ શાસ્ત્રીજી દ્વારા વડોદરાનરેશની વિનંતીથી લક્ષ્મીવિલાસપેલેસમાં પૂ. પંન્યાસજી મહારાજનું પ્રથમ પ્રવચન નક્કી થયું.

પરંતુ ઈર્ષ્યા–દ્વેષભાવ એવો ભયંકર છે, કે જીવને બીજાનું સારૂ દેખી શકવા દેતો નથી. અને ઉપરથી દાંતીયા કરાવે છે, સામાને નીચે ઉતારી પાડવાની બાલીશ ચેષ્ટાઓમાં રમાડે છે. અને અવસરે પોતાના દાવમાં જો ફાવી જાય તો એનાપર ગૌરવ ધારણ કરાવે છે! કે "કેવો બચ્ચાને સીસામાં ઉતાર્યો...." વગેરે વગેરે. તેવીજ રીતે વડોદરાનરેશ અને પૂ. પંન્યાસજી મહારાજ શ્રી દાનવિજયજી ગણિવર વચ્ચેનો સુંદર ધર્મ–સંબંધ થતો જોઈ સ્થાનિક કેટલાક ગૃહસ્થોના અંતરમાં ચિરકાળથી પ્રજવલિ રહેલો ઈર્ષ્યાગ્નિ ઈર્ષ્યાનું પાત્ર ઉચ્ચ–અવસ્થામાં દેખી ભભૂકી ઉઠયો! હૃદય જલી ગયાં! અને મહામોહની પ્રેરણાથી પ્રેરાઈને કેટલાક ગૃહસ્થો આ સંબંધને વેરવિખેર કરવા; અને સાથે સાથે પોતાનો મનમાન્યો, જમાનાને અનુલક્ષીને

શાસ્ત્રવિરૂદ્ધ ઉપદેશ કરનાર એક વ્યક્તિ સાથે વડોદરાનરેશનો સંબંધ જોડવા માટે લાગી ગયા. પરંતુ તેમનો આ પાપ-પ્રયત્ન કંઈજ કારગત ન નિવડયો. હવે, તેમની પ્રપંચલીલાનો એક નમુનો આપણે અહિંયા જોઇએ.

વડોદરા નરેશના ફેમીલી ડૉકટર કે જેમને નરેશની સાથે અંગત સંબંધ હતો, તેમને શ્રીમંતસરકારે કહ્યું, કે "તમે પૂ. પંન્યાસજી મહારાજ પાસે જાઓ, અને પૂછો કે તમે કયા વિષય પર વ્યાખ્યાન આપશો. ?" ડૉક્ટર જરા વિરોધની અસર નીચે હતા. તે આવીને પૂજ્યશ્રીને પૂછે છે "મહારાજ સાહેબ, શ્રીમંતસરકારે પૂછાવ્યું છે, કે આપ કયા કયા વિષય પર પ્રવચન આપશો ?" ડૉકટરને પગલામાંથી પારખી લઈ, પૂ. પંન્યાસજી મહારાજે વિચાર્યું કે 'જરૂર આ ડૉકટરની પૃચ્છામાં ભેદી રમત છે-પ્રપંચલીલા છે....' એટલે એઓશ્રીએ પ્રત્યુત્તર આપતાં કહ્યું કે 'એ વખતે જે યોગ્ય લાગશે તે મુજબ પ્રવચન અપાશે !' પૂ. પંન્યાસજી મહારાજના આ જવાબથી ડૉકટરની જે મુરાદ હતી, કે જે વિષય પર આ વ્યાખ્યાન આપવાનું કહે, તે સિવાયના વિષયો પરનાં વ્યાખ્યાનો પેલા મનમાન્યા મુનિશ્રી પાસે કરાવવાં !' તે મુરાદ ધૂળ ધાણી થઇ ગઈ!

આ પ્રસંગનો ઉલ્લેખ કરવાનો હેતુ, માત્ર એજ છે કે મનુષ્ય જ્યારે માયાના કારમા બાહુપાશમાં જકડાય છે, ત્યારે કેવી કૂડી–કપટલીલા પાથરે છે! વળી તે જાળને પાથરતાં જરાયે અચકાતો નથી! પરંતુ સત્યના વેગીલા પ્રવાહની સામે એ કપટસેખડ કડડડભૂસ તૂટી પડે છે!



[૯]

# મધુરું મીલન.

નક્કી કરાયેલા દિવસે પ. પૂ. પંન્યાસજી મહારાજ, પૂ. મુનિરાજશ્રી મેઘવિજયજી મહારાજ તથા પૂ. મુનિવર્યશ્રી પ્રેમવિજયજી મહારાજ વગેરે સાથે લક્ષ્મીવિલાસ પેલેસમાં પાવન પગલાં કર્યાં.

શ્રીમંત સરકારનું આર્યહૃદય પોતાને આંગણે પધારેલા આ મહાસંતના ભાવભર્યાં સુસ્વાગત કરે છે; અને એ રાજન્ પૂ. મુનિવર્યોને યોગ્યાસને બેસાડે છે. વડોદરા નરેશના નમ્ર આત્માને પૂ. પંન્યાસજી મહારાજ 'ધર્મલાભ'ના શુભ આશિર્વાદથી નવાજે છે.

નમસ્કાર મહામંત્રના પરમ-મંગલ સાથે સદુપદેશનો પ્રારંભ થયો. મહામુનિનો ગંભીરધ્વનિ, અને શીતળવાણી! જાણે અષાઢી મેઘ ગર્જ્યો, જાણે ચંદનના લેપ કર્યા!

"હે શ્રીમંત મહારાજા! કરોડોને અબજો વર્ષો વહી ગયાં, યુગોનાયુગો પલ્ટાઈ ગયા....અરે, અનાદિકાળથી આપણો આત્મા મોહ અને અજ્ઞાનને પનારે પડયો છે, તેથી એવી કુપ્રવૃત્તિઓ આદરી બેઠો છે, કે જેથી પોતાનું સ્ફટિકવત્ નિર્મલ સ્વરૂપ દટાઈ ગયું છે, આત્મિક ગુણો અંતર્ધાન બન્યા છે; અને તેથી ચેતનનો આધ્યાત્મિક–વિકાસ અટકી ગયો છે! વળી અન્યાય, અનીતિ, ગલીચ આચાર, અબ્રહ્મ, પાપરસિકતા, દુરાચાર અને એવાજ બીજાં અનેક દુષ્ટ આચરણ કરી કરી જીવે પોતાની ઉન્નતયોગ્યતાને ધ્વસ્ત કરી દીધી છે." પૂજ્યશ્રીની વાણી એવી તો વહી રહી કે જાણે અમૃતના મેહ વરસ્યા! જાણે સુખના સાગર ઉમટયા!

"મહાભાગ! શ્રીજિનશાસનનમાં ધર્મના પ્રથમ સોપાને ચઢવા માટે આત્માએ શુદ્ધ-માર્ગને અનુસરી પાંત્રીસ ગુણોનો વિકાસ સાધવો જોઇએ. તે મહામૂલા મૌલિકગુણો છે. તે ગુણો આત્મા જો પોતાના જીવનમાં જીવતો થઈ જાય, તો સંસારમાં રહેવા છતાં એ પુણ્યવાન દિવ્યજીવનનો મહાનંદ માણી શકે.

રાજન્:–"પ્રભુ, કયા છે, એવા તો એ મહાગુણો?"

" સાંભળો–એ પાંત્રીસ ગુણો પૈકી (૧) પ્રથમ ગુણ છે ન્યાયસંપન્નતા. સંપત્તિન્યાયથી ઉપાર્જિત કરવાની વિશ્વાસુ પ્રત્યે છેતરપીંડી નહિ કરવાની જ્યારે (૨) બીજો ગુણ છે યોગ્ય ખર્ચ કરવો. આવકને અનુસારે વ્યય. (૩) ઉચિતવેશ. મર્યાદાશીલ રહેણી કરણી. (૪) સજ્જન પાડોશીવાળુ રહેઠાણ–ઘર. (૫) ભિન્નગોત્રીય–સમાનકુલવાળા અને આચાર–ગુણવાળા સાથે વિવાહ. (૬) અજીર્ણે ભોજનનો ત્યાગ. (૭) યોગ્યકાળે પરિમિત ભોજન. (૮) કુટુંબ–આશ્રિતોનું પોષણ. (૯) માત–પિતાની પૂજા–ભક્તિ. (૧૦) અતિથિ, સાધુ. દીન વગેરેની યોગ્ય સેવા–સરસરા. (૧૧) ચારિત્રશીલ જ્ઞાનવૃધ્ધનો વિનય. (૧૨) સત્સંગ. (૧૩) સદ્ધર્મનું નિત્યશ્રવણ. (૧૪) બુદ્ધિના આઠ ગુણોનો વિકાસ. સાંભળવાની ઈચ્છાથી ધ્યાન રાખી–સમજીને, ભૂલ્યા વગર લાભાલાભ અને સ્વપરની વિચારણા પૂર્વક, ભ્રમ કે શંકાવિના ઉપદેશનું શ્રવણ વગેરે કરે. અને તત્વનો નિર્ણય બાંધે. (૧૫) પાપનો ડર. (૧૬) કાર્યાકાર્યનો વિવેક. (૧૭) દીર્ઘદ્રષ્ટિ. (૧૮) કાર્ય કરતાં પહેલાં સ્વશક્તિનો વિચાર. (૧૯) સરળ અને નિખાલસ વતન–અનભિનિવેશ. (૨૦) આંતરશત્રુ પર વિજય. (૨૧) ઇન્દ્રિયો પર સંયમ. (૨૨) નિંદાનો

ત્યાગ. (૨૩) નિંદ્યપ્રવૃત્તિનો ત્યાગ. (૨૪) ધર્મબાધક અર્થ-કામની સાધનાનો ત્યાગ. (૨૫) ઉપદ્રવવાળા સ્થાનનો ત્યાગ. (૨૬) દેશ અને કાળથી વિરુદ્ધ વર્તનનો ત્યાગ. (૨૭) શિષ્ટ આચારનું પાલન કે જે પૂર્વકાળથી ચાલ્યા આવતા હોય. (૨૮) શિષ્ટ આચારોની પ્રશંસા, (૨૯) ગુણોનો પક્ષપાત, (૩૦) કૃતજ્ઞતા. (૩૧) દુઃખીના દુઃખને ટાળવાની કામના (૩૨) પરોપકાર (૩૩) સૌમ્યતા. (૩૪) લજ્જા. (૩૫) આપણા સદાચારો ન નિંદાય એ માટે લોકના ચિત્તને સાચવવું.

ઉપર્યુક્ત ગુણોની ખીલવટ માનવના પ્રાથમિક જીવનમાં ખૂબ જ જરૂરી છે. કેમકે તે ખીલવટ આધ્યાત્મિક જીવનનો તેજોમય-દીપક પ્રગટાવવા માટેની ચીનગારી છે !

બીજું સોપાન છે સમકિત ધર્મનું. સમકિત એટલે શુદ્ધદેવ, નિર્ગ્રન્થ ગુરૂ અને સર્વજ્ઞકથિતધર્મતત્ત્વોપરની અટલ શ્રદ્ધા.

જિનશાસનમાં દેવને તીર્થંકર, સર્વજ્ઞ, અર્હંત્ વીતરાગ, જગનાથ વગેરે નામોથી ઓળખવામાં આવે છે. તે પરમપુરૂષ જન્મથી જ દૂર દેશ-કાળની વસ્તુના પ્રત્યક્ષ કરાવનાર

અવધિજ્ઞાન જેવા મહાજ્ઞાનથી યુક્ત અને મહાવિરાગી હોય છે. યોગ્ય કાળે તેઓ આ અસાર સંસારનો ત્યાગ કરી અણગાર બને છે; શ્રમણ-બને છે.

તેઓશ્રી શ્રમણ અવસ્થામાં કઠોરસંયમનું-પાલન, ઘોરતપનું તપન, ભયંકર ઉપદ્રવો-પરિસહોનું સમભાવે સહન સ્વેચ્છાપૂર્વક કરે છે. આમતો સમર્થદેવો અને દેવેન્દ્રો આ પરમાત્માની રક્ષા કરવા ખડેપગે તૈયાર હોય છે. પરંતુ એ પરમજ્ઞાની વીતરાગ પરમાત્મા તે દેવોને દેવેન્દ્રોને રક્ષા કરવા ના પાડે છે. અને કહી દે છે; "ભલા ભાઈ, ત્રિકાળમાં એવું બન્યું નથી કે બનશે નહિ, કે તીર્થંકરો પરની સહાયથી પોતાની સહજઅનંતજ્ઞાનમય સર્વજ્ઞ દશાને પ્રગટ કરે.... માટે નાહકનો દુ:ખી ન થા, સમજી રાખ, કે આત્માપર લાગેલાં ગાઢકર્મનાં અનંતજાળાં કાયાને પંપાળવાથી ન તૂટે, અને જ્યાં સુધી એ તૂટે નહિ વિણસે નહિ ત્યાંસુધી પરમાત્મતા પ્રગટે નહિ! ઉચ્ચતમ પરમાત્મદશાને પ્રગટ કરવા તો જીવલેણ ઉપસર્ગો (સંકટો) અને પરિસહોનું સ્વેચ્છાપૂર્વક સહન કરવું જ જોઇએ. ચાહે કોઈ આવીને તીક્ષ્ણ-તલવારથી ઘા કરો કે કાયામાં કારમીવેદના ઉત્પન્ન કરો, ચાહે કોઇ અપમાન કરો કે

મહાસન્માન કરો, ચાહે જીવને કારમી ભૂખ લાગો કે તરસ લાગો ! પરંતુ તે સર્વપ્રસંગોમાં આત્માએ તો પોતાના સ્વભાવમાંજ રહેવાનું–સ્વભાવમાં જ રમવાનું ! તો જ દુષ્ટકર્મો નષ્ટભ્રષ્ટ થાય અને મહાન પરમાત્મભાવ પ્રાદુર્ભૂત થાય. ”

અણગાર–જીવનમાં તે તારકતીર્થંકર પ્રભુને ઘાતીકર્મ (જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય) ના નાશથી કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે. અને પરમાત્મા અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતસુખ અને અનંતવીર્યના સ્વામી બને છે. તેઓશ્રી તેમના વિશાળજ્ઞાનમાં સારાયે જગતના ત્રિકાલવર્તિ હયાત કે નહયાત સર્વપદાર્થોને અને સર્વભાવોને એકજ સમયે નીરખી શકે છે, અને જાણી શકે છે.

ભવકાનનમાં ક્રૂર રીતે જીવને ભમાવનાર રાગ અને દ્વેષરૂપ–શત્રુઓનો સંપૂર્ણ નાશ કરનાર પરમાત્મા વીતરાગ કહેવાય છે. જ્યાં પરમાત્માને કેવળજ્ઞાન પ્રગટે.ત્યાંજ સ્વર્ગલોકમાં દેવેન્દ્રોનાં આસન કંપાયમાન થાય છે, તેથી દેવો પોતાના અવધિજ્ઞાનથી જુવે છે કે ‘પરમાત્માને કેવળજ્ઞાન પ્રગટ્યું’ કે તુરત પૃથ્વીપટ પર ઉતરી આવે છે. હર્ષના ઉત્કર્ષથી ત્યાં તે દેવો

ભવ્ય અને અદ્‌ભુત સમોવસરણ (એકવિશિષ્ટ રચના) ની રચના કરે છે. રત્ન–હેમ અને રૂપા કેરા ગઢત્રયપર રચાયેલા બહુમૂલ્યવાન સિંહાસને ત્રિલોકનાથ જિરાજીને જગતના જંતુમાત્ર પર કરૂણા વરસાવતી ભવ્ય–દેશના આપે છે.

પરમાત્માની એ મધુરીદેશનામાં દેવો, દાનવો, મનુષ્યો, પશુઓ, વગેરે સર્વ પ્રાણીઓ એકઠા થાય છે. એ દિવ્ય–વાણીનો એવો ચમત્કારિક–પ્રભાવ હોય છે, કે દરેકજીવ પોતપોતાની ભાષામાં વાણીને સમજી શકે છે! પરસ્પરના વૈરભાવને વિસરી, પરમમૈત્રીભાવને અપનાવે છે. સર્પ અને નોળીયો બાજુબાજુમાં મિત્રભાવે બેસી પરમાત્માની અલૌકિક મુખમુદ્રાના દર્શનનું અમીપાન કરતાં, દેશનાનું શ્રવણ કરે છે. સિંહ અને મૃગ પ્રેમથી સાથે બેસી જિનેન્દ્રવાણીને ઝીલતા અવર્ણનીય ઉમંગમાં રમે છે! કેવું અદ્‌ભુત એ દૃશ્ય! કેવી અનુપમ એ પરમાત્માની સોહામણી છાયા! કેવાં પ્રેમ–વાત્સલ્યના નિર્મળ ઝરણાં!

વળી નિખિલવિશ્વમાં અજોડ શોભાને ધારણ કરતા પરમાત્મા અષ્ટપ્રાતિહાર્યથી અલંકૃત હોય છે. ફાલ્યુફુલ્યું મનોહર અશોકવૃક્ષ, તેની નીચે દેવતાઈ દિવ્ય–છત્રો, આજુબાજુ

ધવલ ચામરો વીંઝાય, મણિમય સોહામણું સિંહાસન, ઝગમગ–ઝગમગ થતું તેજસ્વી ભામંડળ, ગગનમંડળમાં ગાજતી દુંદુભી! સૂરીલી બંસરીશા મનોગમ દિવ્યધ્વનિ, અને કુસુમની અવિરતવૃષ્ટિ! પરમાત્માની કેવી મહાન આ શોભા! જેના ચરણોમાં ઝૂકે છે સહસ્રોના સહસ્ર દેવતાઓ! જેની પાવનતા, પ્રજાળે છે કેઈ ભવિજનોનો સંસાર કલેશ! જેની એકજ દેશનામાં મહાસમ્રાટો અને ઉગતા–નવજવાનકુમારો તુચ્છ માનુષીવૈભવોને પલવારમાં ઠોકરે મારી, આવી વસે છે સંયમના સૌધમાં!

હે મહાનુભાવ, જગતમાં આજ એક સાચું દેવતત્ત્વ છે.

એ પરમાત્માએ દર્શાવેલા સંયમના મહામાર્ગે જેઓ ચાલે છે, તે નિર્ગ્રન્થ–સાધુઓજ એક સત્યગુરૂતત્ત્વ છે. તે સાધુઓ જ્યારે આ ચારિત્ર–જીવન સ્વીકારે છે, ત્યારે તેમને પંચમહાવ્રતોની ભીષ્મપ્રતિજ્ઞા કરવી પડે છે. સૂક્ષ્મમાંસૂક્ષ્મ જંતુ (પૃથ્વીના, પાણીના, અગ્નિના, વાયુના, વનસ્પતિના,) ઓથી માંડી મોટા પંચેન્દ્રિય તિર્યંચો, મનુષ્ય આદિ સુધીની હિંસા નહિ કરવી, નહિ કરાવવી કે ન કરતાને અનુમોદવી; આ ત્રિવિધકોટિનું પહેલું અહિંસાનું મહાવ્રત, મન વચન અને કાયાથી પાળવાનું હોય છે.

બીજું મહાવ્રત જુઠ ન બોલવું. ત્રીજું મહાવ્રત ચોરી ન કરવી, ચોથું મહાવ્રત અબ્રહ્મનું સેવન ન કરવું અને પાંચમું મહાવ્રત પરિગ્રહ ન રાખવો. આ દરેક પાપ મન–વચન કે કાયા દ્વારા જાતે ન કરવું, બીજા પાસે ન કરાવવું, કે કરતાને ન અનુમોદવું. એમ ત્રિવિધે–ત્રિવિધે મહાવ્રતોનું પાલન કરવાનું હોય છે.

વળી આ નિર્ગ્રન્થો; જે ધર્મ સર્વજ્ઞ ભગવાને કહ્યો છે; તે મુજબજ ઉપદેશ આપે છે. પરંતુ પોતાના મન–કલ્પિત સિધ્ધાંતોનું સ્થાપન કરતા નથી, કેમકે આ સાધુઓ ભવભ્રમણની ભીતિવાળા હોય છે. એ સમજે છે. કે શાસ્ત્રથી વિરુધ્ધ એક પણ અક્ષર બોલાય તો તેનાથી જીવને અનંત સંસારમાં રખડવું પડે છે.

સંયમ જીવનમાં આ મુનિવરો જ્ઞાનદર્શન અને ચારિત્રરૂપી રત્નત્રયીની અખંડ આરાધના કરતા સ્વપર ઉપર મહાન ઉપકાર કરે છે. અર્થાત્ તે યતિવર્ગ નિરંતર પોતાના આત્માને સંયમના યોગોમાં લીન રાખે છે, શાસ્ત્રોમાં પણ કહ્યું છે, કે 'संयमयोगैरात्मा निरंतरंव्यापृत: कार्य:' વળી નિત્ય તે સાધુઓ પોતાના પ્રશમસુખની માત્રા કેમ વૃધ્ધિને પામે તેવા પ્રયત્નોમાં લાગી રહેલા હોય છે.

આ શ્રમણો પોતાનો જીવનનિર્વાહ શુધ્ધ ભીક્ષા (ગોચરી) માધુકરી વૃત્તિથી લાવીને ચલાવે છે. જો કોઇ ગૃહસ્થ તેમના નિમિત્તે ભોજન બનાવે તો તે ભીક્ષા તેમને કલ્પતી નથી. પરંતુ તેમના માટે બનાવેલું ન હોય તેવું જ લઇ શકે છે. તેમાં પણ બીજા ગોચરીના અનેક દોષોને ટાળીને ગોચરી ગ્રહણ કરે છે, એમાં જે મલે તેમાં જ પોતાનો ઉદરનિર્વાહ કરી લઈ સંયમસ્વાધ્યાય ધ્યાનાદિમાં સારોયે સમય વીતાવે છે.

કેવળ આત્મપરિજ્ઞાનના ચિંતનમાં મગ્નતા ! માત્ર મોક્ષમાર્ગ પ્રતિની આગેકૂચ ! બસ મુનિજીવન એટલે મહાપંથની યાત્રા ! આ છે ભવ્યગુરૂતત્ત્વ !

અને શ્રી સર્વજ્ઞ ભગવંતે ભાખેલા અહિંસા સંયમ અને તપરૂપ ધર્મનું આરાધન તે છે શુધ્ધધર્મતત્વ. એ ધર્મનું આરાધન ભવોભવથી ચાલી આવતી કુકર્મોની હારમાળાને તોડી આત્માને જ્ઞાનાદિઅનંત સમૃધ્ધિની નિકટ કરે છે.

ઉપર બતાવ્યા મુજબ દેવ–ગુરૂ અને ધર્મપરની અવિચળ શ્રધ્ધા 'तमेव सच्चं तमेव निसंकं जं जिनेहिं पवेइयं' તેનું નામ છે સમકિત. આ રીતે માર્ગાનુસારિતાનું, દેવ–ગુરૂ

અને ધર્મનું આછુસ્વરૂપ પૂ. પંન્યાસજી મહારાજે શ્રીમંતસરકારને બતલાવ્યું. અને પ્રથમ વ્યાખ્યાન સમાપ્ત થયું.

નરેશનું ભક્તિભર્યું હૈયુ મહારાજશ્રીની અપૂર્વ વિદ્વત્તા, ભવ્ય પ્રતિભા અને મહાત્યાગી–નિઃસ્પૃહી જીવન પર ઓવારી ગયું. "અહા, જૈનધર્મના આવા સાધુ! આવી અનોખી તેમની વૈરાગ્ય–વાણી! વાહ, તેમનું દેવતત્વ પણ કેવું ઉચ્ચતમ! ભવ્ય! અને નિષ્કલંક!" પૂજ્યશ્રીના આ એકજ વ્યાખ્યાનમાં નરેશ, મહારાજશ્રી પ્રત્યે ખેંચાઈ આવ્યા! આ પછીથી પૂજય પંન્યાસજી મહારાજના બીજા પણ બેથી ચાર વ્યાખ્યાનો સરકારની ખાસ ચાહનાથી ગોઠવાયાં. જેમાં પુણ્ય–પાપ, આશ્રવ–સંવર, બંધ–મોક્ષ વગેરે નવત્ત્વોનું સુંદર સ્વરૂપ નરેશને પૂજયશ્રી પાસેથી જાણવા મળ્યું. *

---

* પૂજ્ય પંન્યાસજી મહારાજે શ્રીમંત સરકારગાયકવાડને આપેલાં વ્યાખ્યાનો 'ધર્મની દિશા' નામના પુસ્તકમાં બહાર પડી ચૂકયાં છે. વળી ગાયકવાડનરેશે પૂજ્યશ્રી પાસે 'જૈનરાજા કેવો હોય?' 'શ્રાવકના બારવ્રતો કયા? વગેરે વિષય પર પણ વ્યાખ્યાન માંગ્યા હતા, પરંતુ નરેશને અચાનક વિલાયત જવું પડયું! તેથી એ વ્યાખ્યાનો થવા નહોતાં પામ્યાં.

પરંતુ આ જ્ઞાનગોષ્ઠિનો અપૂર્વ આનંદ વધુ વખત પ્રાપ્ત કરવા માટે ગાયકવાડ સરકાર સમર્થ ન બન્યા. સંસારિક જંજાળને વશ તાત્કાલિક તેમને વિલાયત જવાનું થયું. પરંતુ જતાંજતાં સરકારે પૂજ્ય પંન્યાસજી મહારાજને કહ્યું, કે "મહારાજશ્રી, આપને અહિંયાં બોલાવી-બોલાવીને જે અણમોલ-લાભ મેં ઉઠાવ્યો છે તે બદલ હું આપશ્રીનો ઋણી છું. આપના જ્ઞાન અને ચારિત્રની ખૂબજ કદર કરૂ છું."

પ. પૂ. પંન્યાસજી મહારાજના જીવનમાં નિઃસ્પૃહતાનો દીવો એવો ઝગમગતો હતો કે ભૌતિક પદાર્થોની સ્પૃહાના પવન સુસવાટા તે દીપકની દિવ્ય પ્રભાને ઓલવવા સમર્થ થઈ શકતા નહોતા. શ્રીમંત સરકારની સામેના વ્યાખ્યાનો દરમિયાન તેઓશ્રીના હૃદયમાં એકજ માત્ર પરકલ્યાણની જ્વલંતભાવના જાગતી હતી. જેના પ્રતાપે એ પુણ્યપુરૂષ વડોદરાનરેશમાં માનવતાની ચીનગારી મૂકી શકયા, એમને ધર્મપ્રત્યે સદ્ભાવની પ્રેરણા પાઈ શકયા, અને જૈનશાસનની અદ્ભુતતા તેના હૃદયમાં સ્થાપિત કરી શકયા.

માનવજીવનની મહાનતા આવા આવા ગુણોની પ્રાપ્તિમાં અને પ્રાપ્ત થયેલા ગુણોના

પ્રાણાંતે રક્ષણમાં સમાયેલી છે. પ. પૂ. પંન્યાસજી મહારાજશ્રી દાનવિજયજી ગણિવરની જીવન-કથા આપણને કોઈ એવા કૃત્રિમ કે આડંબરી કાર્યો નથી બતાવતી, એતો બતાવે છે, મહામાનવનું ઉચ્ચ-આધ્યાત્મિક આંતરિક જીવન! એ જીવનરૂપી નંદનવન શાસનોપયોગી નક્કર કાર્યો અને દુર્લભ-સુગુણોની સુવાસ અર્પી જાય છે! આધ્યાત્મિક ઉન્નતિની કેડી ચીંધી જાય છે! પ્રભુશાસન પ્રત્યેની જ્વલંત સમર્પણ ભાવનાનું બળ આપી જાય છે.

ખરેખર! એ ભદ્રમૂર્તિની ભવ્યજીવનકથા અમારા પાપકલુષિત જીવનમાં પાવનતાના સાથિયા પૂરી જાય છે....



[૧૦]

# સોરઠના સંતની વસમી વિદાય....

વડોદરાથી વિહાર કરી પં. પૂ૦ ઉપાધ્યાય મહારાજ પોતાના શિષ્ય–પ્રશિષ્યાદિના પરિવાર સાથે શીનોર તરફ પધારે છે. અને ૧૯૬૯નું ચાતુર્માસ શીનોરમાં વીતાવે છે. પૂજ્યપાદના આ ચોમાસામાં ઉપધાન તપની સુંદર આરાધના થઇ.

ચાતુર્માસ પૂર્ણ થયું. અને પૂજ્યશ્રીએ ગુજરાતના ગામોમાં વિહાર લંબાવ્યો. ત્યાંથી સૌરાષ્ટ્રની ભૂમિમાં પ્રવેશ કર્યો. અને ૧૯૭૦નું ચાતુર્માસ ભાવનગરમાં થયું. ચાતુર્માસ દરમિયાન મુનિગણમાં સિદ્ધાન્ત, ન્યાયાદિના અધ્યયન અધ્યાપન સાથે શ્રાવક વર્ગમાં પણ ઉપધાનતપની પરમપવિત્ર ઉજવણી થઇ.

૧૯૭૧ની સાલનું ચાતુર્માસ પૂ૦ પંન્યાસજી મહારાજે પોતાના ગુરૂદેવશ્રીની સાથે સિદ્ધગિરિમા કર્યું, અને ૭૨ની સાલનું ચોમાસુ વટાદરામાં કર્યું. ચોમાસાની પૂર્ણાહુતિ

થતાં વિહાર કરી પૂ૦ ઉપાધ્યાયજી મહારાજ ભરૂચ પધાર્યા. ભરૂચના શ્રીસંઘના અત્યાગ્રહથી પૂજ્યશ્રીનું ચોમાસુ ભરૂચમાં નક્કી થયું. આ ચાતુર્માસ દરમિયાન પૂ૦ મુનિરાજશ્રી પ્રેમવિજયજી મહારાજે અત્રેના શ્રી જૈન સંઘના પ્રસિધ્ધ શ્રાધ્ધરત્ન અનુપચંદભાઈને કમ્મપયડી મહાશાસ્ત્રનું વિશદ અધ્યયન કરાવ્યું.

આ ચોમાસાથી પૂ. ઉપાધ્યાયજી મહારાજની શારીરિક સ્વસ્થતા બગડવા માંડી. ઔષધ-ઉપચારો કારગત નિવડતા નહોતા. પરંતુ દીર્ઘસંયમ પાલન અને આત્મજાગૃતિના પ્રતાપે સમાધિ સહિત સહન કરી મહામુનિ પદને દીપાવી રહ્યા હતા. ૧૯૭૪ની સાલનું ચોમાસું ખંભાતમાં કર્યું; અને જડકાયા તેના રંગ પલટવા મંડી. રોગનું બળ વધવા માંડયું. પરંતુ પૂ. ઉપાધ્યાયજી શ્રી વીરવિજયજી મહારાજનો શાસનાલંકાર–આત્મા તો આત્મસમાધિમાં જ લીન હતો. વર્ષોની શાસનસેવા–પ્રભાવનાએ તેમના આત્માને ભાવઔષધથી પુષ્ટ કરેલો હતો એ પુષ્ટ આત્માને કદાચ કથીર કાયા પડી જાય તો પણ શોક કે પોક શાની હોય!

પરમકૃપાનિધિ ગુરૂદેવશ્રીની આ ગંભીર હાલત દરમિયાન પૂ. પંન્યાસજી શ્રીદાનવિજયજી

ગણિવર તન-મનનાં સંપૂર્ણ-સમર્પણુ કરીને અખંડ સેવા ઉઠાવી રહ્યા હતા, રાતને દિ' કેવળ એક ગુરૂ મહારાજની પાસે બેસી તેઓશ્રીની અનુપમ શુશ્રૂષા દ્વારા એમના આત્માની અપૂર્વશાન્તિની વૃદ્ધિ કરી રહ્યા હતા. પૂ. ગુરૂદેવશ્રીના મોંમાંથી સરતા તૂટક આદેશો આ ગુરૂ-સેવક ચકોરતાથી સમજી લેતા, કે પૂજ્યશ્રી શું કહી રહ્યા છે!

અહો, કયાં એ પોલીસ પટેલનો કડક સ્વભાવ? અને કેવી આ આશ્ચર્ય જનક નમ્રતા! કોઈનું સહન તો શું કરવું, બલ્કે ઉપરથી સહેજ ગુનામાં સપડાયેલ ગુનેગારને ઉભોનેઉભો થથરાવી નાંખતા એમના તીખા વાણી-ચાબખા કયાં? અને વિના અપરાધે કે અપરાધે ગુરૂમહારાજ તરફથી અપાતા ઉપાલમ્ભ વેણોને નત-મસ્તકે અને સાશ્રુલોચને હર્ષપૂર્વક સહી લેવાની ગજબનાક સહનવૃત્તિ કયાં?

ખરેખર! સંસારતારક ગુરૂદેવશ્રીની જે ભક્તિ પૂ. મહારાજશ્રીએ ઉઠાવી હતી, તે કોઈ ભવ્ય અને અલૌકિક હતી. બીજાં બધાં અગત્યનાં કે બિન અગત્યનાં કાર્યોને બાજુએ મૂકી આ પુણ્યપુરૂષે સતત ઉપાસનનો મહાયજ્ઞ આદરીને, સેવાગુણની પરાકાષ્ઠાનું સ્પષ્ટ-દર્શન કરાવ્યું હતું!

સેવા તે ક્યાં સુધીની ! ગુરૂમહારાજના સંગ્રહણીના દર્દની સેવામાં સ્વહસ્તે અશુચિ વગેરેનું પ્રક્ષાલન ! તે પણ આનંદના ઉછરંગ સાથે ! તેઓશ્રીનો એ આદર્શ હતો કે ‘અનંતકાળથી સંસારમાં ચિત્રવિચિત્ર ભવોને પામી મારા આત્માએ પોતાનીજ રાગાંધતા અને મોહમૂઢતાને પોષવા તે તે પાત્રોની શુ વેઠ નથી ઉઠાવી ? જ્યારે આત્મા કોઇ પુત્ર પુત્રીની માતા બન્યો હશે, ત્યારે શું વિષ્ટા નહિ ઉપાડી હોય ? શું અશુચિનાં સાફ-સુફ્ણ હર્ષપૂર્વક નહિ કર્યાં હોય ? ત્યારે વળી ભંગણીના પેટે પડયો હશે, તો પોતાના સંતાનોની તો શું, પણ સારાયે ગામ કે નગરની વિષ્ટાના પોટલા માથે ચઢાવ્યા નહિ હોય ? પરંતુ તે સર્વ વેઠ સંસારની પરંપરામાં ખતવાઇ ! આત્માના અધઃપતનમાં જમા થઇ ! ત્યારે આ તારક ગુરૂમહારાજની સેવા એટલે સંસારનો છેદ કરનારી કૃપાણ ! આત્માના ઉર્ધ્વીકરણની સીડી !”

આવી સેવા ઉદ્ભવે છે અંતરના બહુમાનમાંથી. જો અંતરમાં બહુમાન નથી, અને સેવા સતત અને સખત છે, તો પણ જેની સેવા થાય છે, તેના આત્માને તે સેવા ઠંડક આપી શકશે નહિ. શાતાનો આંતરિક અનુભવ કરાવી શકશે નહિ.

આમેય આપણો પામરજીવ સંસારની અને સંસારીઓની કાયમી ગુલામી અનાદિ-કાળથી કરતો આવ્યો છે; પરંતુ તેનાથી તો સંસારનાં બંધનો વિકટ બન્યાં, સંસાર વાસ દીર્ઘ બન્યો અને દુઃખત્રાસની ભયંકરતા ઘણી વધી ગઈ. જ્યારે આ ભવોભવના દુઃખભંજક પરમકૃપાસિન્ધુ ગુરૂદેવશ્રીની આંતરબહુમાનપૂર્વકની સતત સેવના તો આત્મપરાક્રમોની મહા બક્ષીસ કરે છે, આત્મગુણોની ફૂલવાડીને વિકસાવે છે, કર્મોનો અપૂર્વક્ષયોપશમ કરી આપે છે. ભવાટવીમાં એકલવાયા અને અટૂલા આત્માને ભવ્ય-આશ્વાસનની સ્ફૂર્તિ અર્પે છે. અન્તે ટૂંક કાળમાં સંસાર યાત્રાનો અંત કરાવી અનંતના ધામમાં સ્થાપિત કરે છે. આવી કલ્પવૃક્ષસમી આ ગુરૂ-સેવાની આરાધના પૂ૦ પંન્યાસજી મહારાજને આત્મસાત્ હતી.

પૂ. ઉપાધ્યાયજી મહારાજની આ જીવલેણ બિમારીના સમાચાર પૂ૦ આચાર્યદેવ શ્રી-વિજયકમલસૂરીશ્વરજી મહારાજને મલતાં તેઓશ્રી તાબડતોબ બોરસદથી વિહાર કરી ખંભાત પધાર્યા. પૂ૦ ઉપાધ્યાયજી મહારાજની પળેપળ હવે વિશિષ્ટ આત્મ જાગૃતિમાં વીતી રહી છે. વિકરાલકાળ એની ભયંકરતા વિસ્તારી રહ્યો છે. પરંતુ જિનશાસનનો આ મહર્ષિ તેનાથી

લેશમાત્ર ભયભીત નથી! એતો જીવનનોસંગ્રામ કેશરીયા કરીને ખેલી રહ્યો છે! સમતાસમાધિની દિવ્ય–પ્રતિભા તેના ગંભીર–મુખડા પર સ્પષ્ટ તરવરે છે.

કાર્તિક વીત્યા; અને માગસરનો કાળમુખો કૃષ્ણપક્ષ આવ્યો. સાતમની શર્વરી અશાતાની ભરતી લઇને આવી. પૂ૦ ઉપાધ્યાયજી મહારાજની પ્રકૃતિ ભયંકર બની. સફેદ સંથારાની ચારેકોર વિષાદનાં વાદળ છાયાં. શોકની ઘેરીરેખાઓથી અંકિત મુખવાળું મુનિમંડળ કિંકર્તવ્યમૂઢ બન્યું. બાજુમાં જ પૂ૦ આચાર્યદેવ શ્રીમદ્વિજય કમલસૂરીશ્વરજી મહારાજ અંતિમનિર્યામણા કરાવતા ઉદાસીનભાવને ધરી રહ્યા. ઓશિકાના એક ખુણે પૂ૦ પંન્યાસજી મહારાજની આંખોમાં ઉંડી વેદના તરવરી રહી.

ત્યાં તો શ્વાસની ગતિ ધમણુશી વેગવાન બની, ચક્ષુઓએ સફેદાઇ પકડી.... વિશાળકાયા મૃત્યુશય્યા તરફ વળી....અને સોરઠનો એ સ ત આ મૃત્યુલોકથી વસમી વિદાય લઇ ગયો........

મૃત્યુની ગોદમાં ગુરૂદેવના દેહને પોઢી ગયેલો દેખી ગુરૂભકતનું હૈયુ હચમચી ઉઠયું! આંસુઓ ધારાબધ્ધ વહેતાં થયાં....કંઠ રૂંધાયો અને ગુરૂવિરહની વેદના અસહ્ય બની.

“ વાહરે વાહ, જાલિમ કર્મસત્તા ! તેં આ કેવું અજુગતુ અકાર્ય કર્યું ? પ્યારા ગુરૂદેવનો આમ અચાનક વિરહ પાડયો ? અરે, મારૂં તો શિરછત્ર ઝુંટવાઈ ગયું, મારા હૃદયનું પરમ વિશ્રામસ્થાન વિરમી ગયું, મારી ચક્ષુઓ તેજ વિહીન બની ગઇ ! નાશ....વિનાશ....ખરેજ સર્વનાશ સર્જાયો ? પ્રભુશાસનનો અણનમ સુભટ સદાનો પોઢી ગયો....વિશ્વનો એક નિઃસ્પૃહ-ફીરસ્તો માનવદેહને છોડી ચાલ્યો ગયો....કેવો આ કારમો પ્રત્યાઘાત ? ‘ પ્રભુ....મહારાજજી ....સાહેબજી ’ કહેતો હવે હું કયાં દોડી જઇશ ? કોની સમક્ષ મારા હૃદયનાં દ્વાર ખુલ્લાં કરીશ....અવસરે અવસરે મારા સ્વચ્છન્દ આત્માને કોણ માર્ગે દોરશે ? કોણ સારણાં-વારણાની મહાબક્ષિસ કરશે ? ” પૂજ્ય પંન્યાસજી મહારાજનો વિરહકલ્પાંત અસ્ખલિત ચાલ્યો ....તેઓશ્રીનું મનોમંથન વેગ પકડતું ચાલ્યું....

કેવી હૃદયે સ્પર્શી હશે, તારકગુરૂની પરમનિશ્રા ! કેવું અદ્દભુત હશે એ ગુરૂચરણે મહાઆત્મ સમર્પણ ! અને ખરેખર, તારક ગુરૂમહારાજની પુનિતનિશ્રા આત્માનાં સંયમ ચીરોની પવિત્રતાને અખંડીત રાખે છે, અનાદિના કુસંસ્કારોથી અભ્યસ્ત આત્માને વારંવારની

કુપ્રવૃત્તિઓથી આબાદ બચાવી લે છે! અનેક પાપ-પ્રસંગોમાંથી ઉગારી લે છે! તેવી અપૂર્વ ગુરૂનિશ્રા આમ અલોપ થઈ જતાં પૂજ્ય પંન્યાસજી મહારાજને કરૂણ પ્રત્યાઘાતો સહવા પડે તે સ્વાભાવિક જ છે-

વળી મૃત્યુની સાર્વભૌમસત્તા ક્યાં ઓછી વિકટ છે? એ સત્તાનો ચાબુક ક્યારે પામરજીવ પર તૂટી પડે તે કહી શકાતું નથી. મૃત્યુ આવે છે તે ચોક્કસ છે, પરંતુ ક્યારે આવે છે તે નક્કી નથી. મૃત્યુ અણધાર્યું અને ઓચિંતું આવીને જીવનો કોળીયો કરી જાય છે. એવું પણ નથી, કે મૃત્યુ નબળાને જલ્દી આવે અને તંદુરસ્તને મોડું આવે! એ તંદુરસ્તને પણ આંખના પલકારામાં ઉપાડી જાય અને નબળાને સો વર્ષ સુધી ય ન અડે.

પૂં૦ ઉપાધ્યાયજી મહારાજ ઔદારિકદેહે આલોકને છોડી ભલે ચાલ્યા ગયા, પરંતુ તેમનો સુવર્ણકીર્તિદેહ તો આજે પણ આપણી પાસે મોજુદ જ છે.

[૧૧]

## અમદાવાદ ધ્રુજી ઉઠયું....!

પ્રભાતકાલે વર્ષાહેલી શમી જતાં પ્રશાંતપ્રકૃતિ એક દિવ્યજીવનધ્વનિ અર્પે છે. જુઓ, આ દિગંતોમાં વ્યાપેલી નિઃશબ્દતા મહાકર્તવ્ય ચિંતનની પ્રેરણા કરી રહી છે; પાસે ખળખળ વહીજતી જળપૂર્ણસરિતા, જીવન-પ્રવાહ કેવો ઝડપી વહી રહ્યો છે તેનું, મૌનદર્શન કરાવી રહી છે; ઠેરઠેર ઉગેલા છોડવાઓના નાજુકપર્ણો પર ઉજ્વલમણિ શા પેલા કંપતાં ઝાકળના બિંદુઓ જીવનની અસ્થિરતા દર્શાવી રહ્યાં છે, નીતરી ગયેલું સ્વચ્છ અંબર સંયમજીવનની નિર્મલતાની જે કર્તવ્યતા, તેની સ્પષ્ટ રૂપરેખા દોરી રહ્યું છે; મંદગતિએ સતત વહી રહેલો મધુર વાયુ તો ખરેજ અવિરત સાધનાનિષ્ઠ મહામાનવની છબી છે, અને પ્રકૃતિની સોડમાં નિર્દોષ કલરવથી ગેલ કરતાં પશુ પંખીઓ નિષ્પાપ જીવનનો અમંદ આનંદ કેમ લૂંટાય તે કહી રહ્યાં છે.

કાળબળે ગુરૂવિરહની વેદના-હેલી નરમ પડતાં પ. પૂ. પંન્યાસજી મહારાજ શ્રી દાનવિજયજી ગણિવરની આત્મદશા પણ આ પ્રકૃતિનું આબેહૂબ સ્મરણ કરાવતી હતી. સંસારના વિવિધ ભાવોની નિર્ગુણતાનું દર્શન કરી રહેલી તેમની શાંતચક્ષુઓ ઔદાસિન્યતાના પાઠ ભણાવતી હતી; મુખમુદ્રા ગંભીરતાનો નિર્દેશ કરતી હતી; મુખમાંથી નીકળતો મર્યાદિત ધ્વનિ 'જીવનનો સાર મૌનમાં છે' એમ કહી રહ્યો હતો. પૃથ્વીપર મંડાતા નિશ્ચલ પગલાં સંયમજીવનની કઠોરતાનું દિગ્દર્શન કરાવતાં હતાં.

પૂ. પંન્યાસજી મહારાજનો વિરહ વિધુર દેહ સ્તંભન તીર્થથી વિહાર કરી એમણે ૭૫ ની સાલનું ચોમાસું ડભોઇમાં કર્યું. અને કાર્તિકમાસના કૃષ્ણપક્ષના છઠના દિવસે પોતાના પરમવિનીત વિદ્વાનશિષ્યરત્ન મુનિશ્રી પ્રેમવિજયજી મહારાજને ગણિપદ સમર્પ્યું.

ડભોઈનું ચોમાસુ આનંદ મંગલ સાથે પુરૂં થયું; અને પૂજ્ય પંન્યાસજી મહારાજ વિહાર કરી અમદાવાદને આંગણે પધાર્યા. અમદાવાદની ધર્મરંગીલી પ્રજાએ પૂ૦ પંન્યાસજી મહારાજશ્રી દાનવિજયજી ગણિવરનાં સબહુમાન સ્વાગત કર્યાં, અને ૧૯૭૬ ની સાલનું આ

ચાતુર્માસ વિદ્યાશાળામાં નક્કી થયું. રોજ સવારે પૂજ્ય પન્યાસજી મહારાજની આજ્ઞાથી તેઓશ્રીના પ્રશિષ્યરત્ન પૂ૦ મુનિવર્યશ્રી રામવિજયજી મહારાજ વ્યાખ્યાન આપવા લાગ્યાં.

આજથી ૪૧ વર્ષ પૂર્વે અર્થાત્ ૧૯૬૯ની સાલમાં ગંધારમુકામે આ મુનિવર્યની દીક્ષા થઈ હતી; પૂ૦ પંન્યાસજી મહારાજના શિષ્યરત્ન પૂ૦ મુનિરાજશ્રી મંગલવિજયજી મહારાજના શુભહસ્તે. પાદરાના ત્રિભુવનદાસ મુનિશ્રી રામવિજયજી બન્યા. આમેય સંસારી અવસ્થામાં માત્ર ૧૫-૧૬ વર્ષની નાજુકવયમાં તેમની કુશાગ્ર બુદ્ધિમત્તા વિશિષ્ટ કોટિની હતી, તેમાં વળી હવેતો સાધુ બન્યા! પૂ૦ તારક ગુરૂદેવશ્રી પ્રેમવિજયજી ગણિવરને ગુરૂ કર્યા! અને પૂ૦ પંન્યાસજી મહારાજશ્રીના કાબેલ હસ્તે સંયમના પાઠ લીધા! જ્ઞાન-ધ્યાનમાં લીન બન્યા. દિનપ્રતિદિન તેમનો ભવ્યઆત્મા સંયમ સ્વાધ્યાયના વિવિધયોગમાં પાવરધો બનતો ચાલ્યો. સંસ્કૃતભાષા, પ્રકરણગ્રન્થો, કાવ્યો, ન્યાયાદિદર્શનો, સિદ્ધાન્ત વગેરેનો ટૂંકકાળમાં સુંદર બોધ પ્રાપ્ત કરી લીધો. અને છ વર્ષનાં ટૂંકા દીક્ષાપર્યાયના અંતે તો તેમણે વક્તૃત્વશક્તિને પણ હસ્તગત કરી લીધી. રાજનગરના આંગણે તેમની વૈરાગ્યના ધોધ વહાવતી દિવ્ય-દેશના

વરસવા લાગી. સારૂંયે નગર ખળભળી ઉઠ્યું.! "અરે! આટલી નાનીવયમાં આ વિદ્વત્તા! આ પ્રવચન-પટુતા!" જ્યાંને ત્યાં પૂ૰ મુનિરાજશ્રી શર્મવિજયજી મહારાજની અદ્દભુત દેશનાના પડઘા ગાજવા મંડયા.

ત્યાં તો માણેકચોકમાં ભવ્યમંડપો રચાયા. અને ત્યાં પૂ૰ મુનિરાજનાં વ્યાખ્યાનો શરૂ થયાં. આ વખતના પ્રવચનોનો ઝોક હતો અભક્ષ્યવસ્તુઓના ભક્ષણના ત્યાગ પર. માનવમેદની તો સાગરના પૂરની જેમ ઉમટી! આખોયે માણેકચોક નરનારીઓથી ખીચોખીચ! જૈન શું કે જૈનેતર શું! વૃધ્ધ શું કે યુવાન શું! આબાલવૃધ્ધ સૌકોઇ મુનિવર્યશ્રીની દેશનાને એકાગ્રચિત્તે અને પુલકિત હ્રદયે શ્રવણ કરવા લાગ્યાં.

અભક્ષ્યભક્ષણના કેન્દ્રસમી હોટેલો અને રેસ્ટોરાંની ભયાનકતા એવી તો આબેહૂબ પૂજ્ય પ્રખરવ્યાખ્યાતા મુનિશ્રીએ દર્શાવી, કે માનવોની રગેરગે કંપારી છૂટી! "આ ભીષણતા છે હોટેલોની? તેમાં ખાનપાનની આ છે ભયંકર પાપદશા? ન જોઇએ તે હોટેલો! ન જોઇએ તે પાપી રેસ્ટોરાં!" બે-ચાર વ્યાખ્યાનો થયાં ન થયાં ત્યાં તો અમદાવાદની સંખ્યાબંધ

હોટેલોનાં ખુરશી–ટેબલો ખાલીખમ દેખાવા લાગ્યાં! કાળુચકલુંયે ફરકતું દેખાતું નથી! ‘હોટેલોનો બાયકૉટ!’ રેસ્ટોરાં બંધ!’

આ વ્યાખ્યાનોની અસર માત્ર અમદાવાદમાં જ નહિ, બલ્કે મુંબઇ અને બીજાં શહેરોમાં પણ પડી.

ચાતુર્માસના દિવસો સપાટાબંધ પસાર થઈ રહ્યા છે, ત્યાં તો નવરાત્રિના દિવસો નજીક આવ્યા. જે દિવસોમાં ભદ્રકાળીને બોકડાનો ભોગ દરવર્ષે ધરાય છે. પૂ મુનિપુંગવ શ્રી પ્રેમવિજયજી મહારાજને આ વાતનો અચાનક ખ્યાલ આવ્યો; તેમનું હ્રદય કંપી ઉઠ્યું, તેઓશ્રીનું દયાપ્રધાન મન ખળભળી ઉઠ્યું. કોઈ પણ ઉપાયે આ ભયંકર હિંસા અટકાવવાના સતત આંદોલનો તેમના હ્રદયમાં ઉદ્ભવવા લાગ્યાં.

એક દિવસ પૂજ્ય મુનિરાજશ્રી પ્રેમવિજયજી મહારાજ પોતાના શિષ્યરત્ન મુનિશ્રી રામવિજયજી મહારાજને સાથે લઇ ભદ્રકાળીના પૂજારીને મળવા માટે ગયા. મધુર અને હિતકારીવાણીમાં પૂજારીને કહ્યું, “જો ભાઈ, આર્યસંસ્કૃતિને ન છાજે, તેવું હિંસાનું કાર્ય

તમારે ત્યાં થાય તે અમને ઠીક નથી લાગતું, વળી અહિંસાપ્રેમી રાજનગરની વિશાળ જનતાનાં મન આનાથી દુભાય, તે શું યોગ્ય છે ?"

"પરંતુ, મહારાજશ્રી, આ બોકડાના વધથી આ મંદિરને સારી આવક થાય છે, અને તેથી મંદિરનો ખર્ચ તેમાંથી પૂરો થાય છે. હા, તમે જો એક લાખ રૂપિયા આપો, તો દર વર્ષે જે તેનું પાંચ સાત હજાર વ્યાજ આવે તેમાંથી યજ્ઞનો ખર્ચ નિકળે, અને હિંસા થાય નહિ." પૂજારીએ હિંસાનું કારણ બતાવતાં પૂજ્યશ્રીને આ પ્રમાણે કહ્યું.

"પણ, અમે તો ખાખી બંગાળી ! અમે એક પાઇ પણ પાસે રાખતા નથી, તે છતાં જો બે-પાંચ હજારની વાત હોય તો વળી કોઈ ગૃહસ્થ પાસેથી તેની વ્યવસ્થા કરાવીયે, પણ તું તો મોટી લાખની વાત કરે, તે ક્યાંથી બની શકે ?" પૂજ્ય મુનિરાજ શ્રી પ્રેમવિજયજી મહારાજે પૂજારીના હૃદયમાં એક વાર આ હિંસા થવી યોગ્ય નથી તે તો ઠસાવી દીધું ! પરંતુ પૂજારીના લોભનો કોઇ થોભ નહિ હોવાથી, કંઇ પૂજ્ય મહારાજશ્રી એની મનમાંગી માગણી ક્યાંથી પૂરી કરી શકે ? પૂજારીને ઘણો સમજાવ્યો, પણ તેણે

માન્યું નહિ. પૂજ્ય મહારાજશ્રીનું એ મંતવ્ય હતું, કે જો શાન્તિથી આ કાર્ય પતતું હોય તો આગળ પગલાં ભરવાની જરૂર નહિ. અને તેથી જ સામે ચાલીને પૂજારીને મળવા આવેલા, પરંતુ તેથી કંઇ કાર્યસિદ્ધિ થઈ નહિ.

કંઇક નિરાશા સાથે પૂજ્ય મહારાજશ્રી ઉપાશ્રયે પાછા પધાર્યા. હવે તેઓશ્રીને લાગ્યું કે કોઇ વ્યવસ્થિત યોજના કરીને આ વધ અટકાવવો. એને માટે વ્યાખ્યાનોદ્વારા હવા શરૂ કરાવી. એક બાજુ પૂજ્યશ્રીને નગરના મોટા મોટા અધિકારીઓ મલવા આવવા લાગ્યા, અને પૂજ્યશ્રીએ શ્રાવકોને ઠેઠ કલેકટર સાથેના સંપર્કમાં મૂકયા. બીજી બાજુ પૂજ્ય મહારાજશ્રીએ નવલોહીયા યુવાનોનું એક સ્વયંસેવક મંડળ ઉભુ કરવા માંડયું કે જે યુવાનો અવસરે મરણીયા થઇને પણ બોકડાને ઉપાડી લાવી શકે !

ત્યાં તો કલેકટરે કહેવરાવ્યું કે 'મારે આ બાબતની વાતચિત કરવાની હોવાથી મને મલી જાઓ " સંઘનાં કેટલાક આગેવાનો કલેકટરની પાસે પહોંચ્યા. કલેકટરે ભદ્ર-કાળીના પૂજારીને પણ બોલાવ્યો. અને તેને કહ્યુ કે 'જો ભાઇ, આ બોકડાનો વધ જરાયે

ઠીક નથી, કેમકે તેમાં અમદાવાદની મોટી જનતાના મન દુભાય છે, તો આ હિંસા ન થવી જોઇએ.' પૂજારીએ પોતાની યથાસ્થિત પરિસ્થિતિ કહી બતાવી. શ્રીજૈનસંઘે પણ પાંચથી સાત હજાર રૂપિયા સુધી આપવાનું કહ્યું. પરંતુ પૂજારીની માંગણી મોટી હતી ! તેથી કાર્ય પત્યું નહિ.

અહિંયા પૂજ્ય મહારાજશ્રી પાસે હિંસા અટકાવવામાં સહાયક તરીકે અનેક પૈકી મોલવીઓ પણ આવ્યા; અને પૂજ્યશ્રીની ઝુંબેશમાં સાથ આપ્યો. વળી માણેકચોકમાં પૂજ્ય રામવિજયજી મહારાજનાં આ વધનો વિરોધ કરતાં સણસણતાં જાહેર વ્યાખ્યાનો યોજાવા માંડયા. જનતાનું વલણ પૂજ્યશ્રી તરફ ઢળ્યું. સારાયે ગામમાં આ વધનો ઉગ્ર વિરોધ પ્રગટરૂપે થવા લાગ્યો.

ત્યાં તો વધનો દિવસ આવી લાગ્યો. અહીં પ્રજા એવી તો ઉશ્કેરાઈ કે મીલકામદારોએ હડતાલ પાડી; અને વિરાટસંખ્યામાં મંદિરની સામે ખડા થયા. આખુંયે અમદાવાદ ઉલટયું ! ભદ્રકાળીથી ત્રણ દરવાજા, ફૂવારો અને ઠેઠ માણેકચોક સુધી જંગી માનવમેદની

એકઠી થઈ. પૂજ્યશ્રીએ તૈયાર કરેલા મરણીયા સ્વયંસેવકો મંદિરને ઘેરી વળ્યા. વાતાવરણ ઉગ્ર બની ગયું. પૂજારીઓ ગભરાઈ ઉઠ્યા! તરત જ મંદિરના બારણે બોર્ડ લગાવી દીધું કે "બોકડાની હિંસા બંધ છે." પ્રજાના હર્ષનો પાર ન રહ્યો. જયનાદો પર જયનાદો થવા લાગ્યા. આખીયે જંગી માનવમેદની ઠેઠ રાત્રી સુધી મંદિર આગળથી ખસી નહિ, કેમકે કોણ જાણે, નથી ને વળી હિંસા કરી બેસે તો! આનંદનો ઉછરંગ એટલો વધી ગયો કે જનસમુહે બોકડાને શણગારી, તેનો વરઘોડો કાઢ્યો! અને આખા અમદાવાદ શહેરમાં ફેરવ્યો!

વર્ષ વીતી ગયું. ત્યાં તો પાછાં નવરાત્ર આવ્યાં, ને પાછો વધ થવાનો પ્રસંગ ઉપસ્થિત થયો! આ વખતે પૂ. મહારાજશ્રી મારવાડની ભૂમિમાં વિચરતા હતા. ત્યાંથી આનો વિરોધ કરતી પત્રિકાઓ બહાર પાડી, અમદાવાદ રવાના કરી. અહિંયાં અમદાવાદના સુપ્રસિદ્ધ આગેવાન શ્રાદ્ધરત્ન શ્રી સારાભાઈ ડાહ્યાભાઈ કોર્ટમાં પહોંચ્યા. અને પાંચસો રૂપિયા ભરી દીધા. પરંતુ આ વખતે પૂજારીઓએ માન્યું નહિ! તેને શ્રેષ્ઠિવર્ય શ્રી સારા-

ભાઈએ કોર્ટમાં કેસ દાખલ કર્યો. અને તેમાં ખુદ માજી કલેકટરની સાક્ષી મૂકવામાં આવી. ખરેખર કહેવું જોઇએ કે શાસનદેવનો કેવો પ્રભાવ! અને પૂ૦ મહારાજશ્રીના પવિત્ર સંયમજીવન તથા પરોપકારની કેવી ઝગમગ જ્યોતિ! કે કલેકટરે પૂજારીની વિરુદ્ધમાં બહુ સુંદર દલીલબદ્ધ જુબાની આપી.

જ્યાં અમદાવાદના કલેકટર આ રીતની જુબાની આપે, ત્યાં કેસ કેમ ઉભો રહી શકે? ઉડી ગયો કેસ; અને પૂ૦ મુનિશેખર શ્રી પ્રેમવિજયજી મહારાજની કાબેલ ઝુંબેશ સફળતાને પામી. જેમાં માત્ર આ એક જ વધ નહિ, પરંતુ આજુબાજુના બીજા ૨૦–૨૫ વધો પણ થતા અટકયા. પૂજ્યશ્રીની દીર્ઘદ્રષ્ટિ તો કેવી હતી, કે જ્યારે સ્વયંસેવકો તેઓશ્રીએ તૈયાર કર્યા, ત્યારે સાથોસાથ એવા સહાયક ગ્રહસ્થો પણ તૈયાર કર્યા હતા, કે જે લોકો આ કાર્યમાં કદાચ સરકારી ગુનામાં પકડાય, દંડાય કે જેલમાં જાય, તો તેમની પાછળ જેટલો ખર્ચ કરવો પડે તે કરી શકે. અને પાછળના કુટુંબીઓનું ભરણ–પોષણ પણ નીભાવી શકે! જો કે આ પ્રસંગ જોવા વાટ જ ન આવી! સાચા સંયમી અને નિઃસ્વાર્થ ઉપકારીના પુણ્ય અને પ્રભાવ ઓર હોય છે.

જોતજોતામાં તો ચાતુર્માસ પૂર્ણ થયું. અને પૂ૦ પંન્યાસજી મહારાજ શ્રી દાનવિજયજી ગણિવર, પૂ૦ મુનિવર્ય શ્રી પ્રેમવિજયજી મહારાજ, પૂ૦ મુનિ શ્રી રામવિજયજી મહારાજ વગેરે વિદ્વદ્મુનિમંડળનું વિહાર-વહેણ મારવાડની ભૂમિ તરફ ઢળ્યું. મહેસાણા, સિદ્ધપુર, પાલણપુર, આબુજી વગેરે સ્થળોને ધર્મપ્રભાવનાથી પાવન કરતા-કરતા તેઓશ્રી પીંડવાડા આવી પહોંચ્યા. અને ૧૯૭૭ની સાલનું ચાતુર્માસ ત્યાંના સંઘના અત્યાગ્રહથી ત્યાં જ નક્કી થયું. આ ચાતુર્માસ દરમિયાન પૂર્વે કહ્યા મુજબ; શ્રીપુજ સાથે જ્યોતિષ વિષયક વાદ કરી પૂ૦ પંન્યાસજી મહારાજે શ્રીપુજને હાર આપી હતી.

અનેક શાસન પ્રભાવક કાર્યો તથા સ્વકીય સ્વાધ્યાય સાધનાદિના અનેક સ્વ-પર ઉપકારક કર્તવ્યોની વર્ષા વરસાવી પૂજ્યશ્રીએ ચોમાસું પૂર્ણ કર્યું અને ત્યાંથી વિહાર કરી ગયા.

સરયૂના નીર વહેતાં નિર્મળાં? તેમ શ્રમણો વિહરતા જ ભલા. તદનુસાર પૂજ્ય પંન્યાસ પ્રવરશ્રી દાનવિજયજી મહારાજ વિચરતા ગોહિલીમાં પધાર્યા.

આ વર્ષે જ્યેષ્ઠમાસ અધિક હતા. પૂજ્યશ્રી પોતાના વિદ્વદ્ શિષ્યમંડળ સાથે ગોડિજીના ઉપાશ્રયમાં બિરાજીત હતા. ત્યાં ડભોઈ (દર્ભાવતીનગરી)ના ત્રેવિસ વર્ષના નવયુવક જેઓ મેટ્રિકમાં ઉત્તીર્ણ હતા અને લગ્ન કર્યાને હજુ માત્ર ચાર વર્ષ વ્યતીત થયા હતાં, છ મહિનાનો નાનો બાલુડો બાલુભાઇ હજી ઘોડીયામાં રમે છે. અને પાછળ ખાનદાન માતા, ભાઇઓ. બ્હેનો, પત્નિ વગેરે કુટુંબ છે. પિતા મગનભાઇ અને માતા મુકતાબાઇના લાડીલા પુત્ર **ખુશાલચંદ્ર** આવી પહોંચ્યા. જેઓ ૧૯૫૭માં પૂ૦ આ૦ શ્રી વિજયકમલસૂરીશ્વરજી મહારાજ તથા પૂજ્ય પંન્યાસજી શ્રી દાનવિજયજી અને પૂ૦ મુનિરાજશ્રી પ્રેમવિજયજી મહારાજ આદિ ડભોઈ ચાતુર્માસ સાથે પધાર્યા હતા, તે વખતે માતુશ્રીના સુસંસ્કારથી પૂજ્ય આચાર્ય દેવાદિના પરિચયમાં આવેલા, અને વૈરાગ્યના અંકુરા વિકસિત થએલા. લગ્ન થયેલા હોવા છતાં વૈરાગ્યમાં આગળ વધતાં કુટુંબીજનો પોતાને અંતરાય ન કરે અને પોતાનું કાર્ય સરળતાથી થાય તે કારણથી કુટુંબીજનોને કહેલું કે 'હું મુંબઈ સોનું લેવા જઉં છું. પરંતુ એતો મુંબઈને બદલે આવી ગયા મારવાડમાં ? શા માટે આમ અચાનક આગમન ? એ માટે જ તો, હૃદયમાં જાગેલી સાચી સંયમ લેવાની તમન્નાને સફળ બનાવવા તે યુવાને

આમ સાહસ ખેડીને મારવાડની ભૂમિમાં પોતાની ઉત્કટ ઈચ્છાને આકાર આપવાનો નિર્ધાર કર્યો હતો.

પહેલાં તો પોતાની દીક્ષાગ્રહણ કરવાની ભાવનાને જણાવતો, અનુમતિ માટે રજીસ્ટર્ડ પત્ર પોતાના વડીલ બંધુ શા બાપુલાલ મગનલાલ ઉપર લખ્યો હતો. પરંતુ તેનો કોઈ જવાબ ન મળ્યો. આથી પૂજ્યશ્રીની આજ્ઞા લઈ પોતે ૧૯૭૮ ના જ્યેષ્ઠ વદ ૧ ના પૂણ્ય દિવસે શિરોહીનગરની બહારના શ્રી મહાવીર પરમાત્માના પ્રાસાદમાં પ્રભુ સન્મુખ વિજય મૂહુર્તે દીક્ષારૂપી સાચુ સુવર્ણ ખરીદ્યુ. અર્થાત પોતાની પાસે રહેલી મુદ્રિકાદિ અલંકારોનું દાન કરી દઈને રાયણના વૃક્ષ નીચે સ્નાનાદિ વિધિ કરીને સ્વયં મુનિવેશ પહેરી સર્વવિરતિ સામાયિક ઉચ્ચરી, પ્રભુજીને વંદનનમસ્કારાદિ કરી, સખત તાપમાં ઉઘાડે મુંડમસ્તકે ઉઘાડે પગે ધગધગતી રેતીમાં વિહાર કરી ખુશાલચંદ્ર પૂ. ગુરૂમહારાજ પાસે આવ્યા. કેવિ ઉત્કટ ચારિત્ર ની અભિલાષા ? કેવો વૈરાગી એ આત્મા !

આ હકીકતના ડભોઈ કુટુંબીજનોને તુરત તારથી ખબર આપવામાં આવ્યા.

આ બાજુ પૂજ્ય પંન્યાસજી મહારાજની નિશ્રામાં ગોહિલી મુકામે ખુબજ ઠાઠમાઠથી પ્રતિષ્ઠા પ્રસંગ ઉજવાયો. ત્યારબાદ પૂજ્યશ્રી જાવાલ તરફ વળ્યા. જાવાલમાં નૂતન મુનિનાં કુટુંબીઓ ડભોઈથી આવી પહોંચ્યા. મોહનો ઉછાળો હૃદયમાં જોર કરતો હતો. નૂતનસાધુને ઘેર લઈ જવાની પેરવી પણ કરી. છ મહિનાના નાના બાળક બાલુચંદને પત્નિ આધારદેવીએ ઉચેથી મુનિના ખોળામાં મુકી દીધો. મુનિશ્રી નિર્મોહ રહ્યા. પૂજ્યશ્રી પંન્યાસજી મહારાજશ્રીનું રક્ષણ બળ જ ખરૂ. તેમની આગળ સંબંધીઓની ધમાલ ચાલી શકી નહિ. જાવાલનો સંઘ પણ ભેગો થઈ ગયો. પછી પૂજ્યશ્રીની આજ્ઞાથી નૂતન મુનિએ સંસારનાં જન્મ-મરણો સંબંધીની અસારતા અને અનંત તીર્થંકરાદિ મહાપુરૂષોએ અપનાવેલી દીક્ષાની મહામુલ્યતાનો ઉપદેશ આપી બધાને શાંત કર્યા. તેમના ઉપદેશથી અને સમજાવવાથી સૌ રાજીખુશીથી દીક્ષામાં અનુમતિ આપી કુટુંબીઓ ડભોઈ પાછા ગયા.

જાવાલથી ચાતુર્માસાર્થે પૂજ્ય પંન્યાસજી મહારાજશ્રી દાનવિજયજી ગણિવર પોતાના શિષ્ય-પરિવાર સાથે પાડીવ પધાર્યા. અને ત્યાં નૂતન મુનિને જોગ કરાવી સં. ૧૯૭૮ ના

અષાડ સુદ ૧૧ ના શુભ દિવસે વડીદીક્ષા અર્પી. (તેઓએ પોતે પસંદ કરેલ) મુનિ શ્રી જંબુવિજયજી નામ સ્થાપીત કર્યું અને પસંદ કરેલ પૂજ્ય ગુરૂદેવ મુનિરાજ શ્રી પ્રેમવિજયજી મહારાજના શિષ્ય તરીકે સ્થાપિત કર્યા.

૧૯૭૮ નું ચાતુર્માસ પાડીવમાં વ્યતીત કરી સંઘયાત્રા સાથે પૂજ્યશ્રી કેસરીઆજી પધાર્યા. પ્રથમ તીર્થંકર શ્રી આદિનાથ પ્રભુની હૃદયને ખૂબ જ આહ્લાદકારી સ્તુતિ–વંદના કરી અનેરો આનંદ અનુભવ્યો. થોડાક દિવસ અહીંયા વિત્યા ન વિત્યા ત્યાં તો રતલામનો શ્રીસંઘ આવી પહોંચ્યો, અને પૂજ્ય પંન્યાસજી વગેરેને રતલામમાં પાવન પગલાં કરવા ખૂબ જ આગ્રહ કર્યો. એ સ્વાભાવિક છે કે સંયમી મહાત્માઓની મઘમઘતી સુવાસ મલતાં કોણ ન લોભાય ? પંન્યાસજી મહારાજની ખીલેલી સંયમ જીવનની વાડી ભાવિક લોકોને દૂરદૂરથી પોતાની પાસે આકર્ષતી હતી. જેના પ્રતાપે જ્યાં જ્યાં પૂજ્યશ્રીના પુનિત પગલાં થતાં હતાં ત્યાં ત્યાંના આજુબાજુના સંઘો પોતાને આંગણે પધારવા તેઓશ્રી પાસે જોર-શોરથી આગ્રહભરી વિનંતીઓ કરતા.

રતલામમાં થોડાક દિવસ અજબ ધર્મપ્રભાવના કરી મહારાજશ્રીએ ૧૯૭૯ નું ચાતુર્માસ મહિદપુરમાં કર્યું.

[ ૧૨ ]

# સૂરિ-જીવનનો પ્રારંભ.

માળવાના ગામનગરોને સારી રીતે ધર્મરસાયણથી ભાવિત કરી પૂ૦ પંન્યાસજી મહારાજ રાજગઢ પધાર્યા. ત્યાં વિહારમાં ઉદેપુરનિવાસી મુમુક્ષુ ભાઈ શ્રી ભગવતીલાલને ભાગવતી દીક્ષા સમર્પી, અને મુનિરાજ શ્રી રામવિજયજી મહારાજના શિષ્ય તરીકે એમનું મુનિ શ્રી ભુવનવિજયજી એવું નામ સ્થાપ્યું.

વિહાર આગળ વધ્યો; અને ગુજરાતના ગામનગરો પૂજ્ય પંન્યાસપ્રવર શ્રી દાનવિજયજી મહારાજના સોભાગી પગલાંથી કૃતકૃત્ય બન્યાં.

કાળના વાયરા વીતી જતાં શી વાર ! હજુ માળવાનું ચોમાસું વીત્યે બે–ચાર માસ વીત્યા ન વીત્યા, ત્યાં તો નૂતનવર્ષનું ચોમાસું નજીક આવવા લાગ્યું ! છાણી (છાયાપુરી) નગરમાં બિરાજીત પ૦ પૂ૦ સદ્ધર્મરક્ષક આચાર્યદેવ શ્રીમદ્વિજય કમલસૂરીશ્વરજી મહારાજની

પરમપવિત્ર ચરણસેવાનો અણમોલ લાભ નજીકમાં મલવાનાં મનોરથ પૂ૦ પંન્યાસજી મહારાજ સેવવા લાગ્યા; અને એ ધન્યઘડી આવી ચૂકી. એક શુભ દિવસે રાજનગરથી પૂજ્યશ્રીએ વિહાર કર્યો છાણીનગરે પહોંચવા. ક્રમશઃ ધર્મનો ઉદ્યોત કરતા કરતા છાણીમાં પૂ૦ આચાર્યદેવના ચરણે આવી પહોંચ્યા.

૧૯૮૦ની સાલનું ચાતુર્માસ છાણીમાં થયું. પ૦ પૂ૦ આચાર્ય ભગવંતની નિશ્રામાં ધર્મસાધના–પ્રભાવનાનો રંગ ખૂબ ખીલ્યો. છાણીની પ્રજા મુનિવરોની અનેકવિધ સેવાનો અને ધર્મસાધનાનો લાભ લઈ અપૂર્વ–આનંદ અનુભવી રહી. ત્યાં તો પ૦ પૂ૦ આચાર્ય ભગવંતના સાનિધ્યમાં શ્રાવક–શ્રાવિકાવર્ગે ઉપધાન તપની કસોટીપૂર્ણ આરાધના શરૂ કરી. જેમાં ઉપવાસ અને એકાસણાં, તેમાંયે સો–સો ખમાસમણાં અને કલાક–કલાકભરના લગાતાર ૧૦૦ લોગસ્સનો કાઉસ્સગ્ગ, ૨૦ બાંધી નવકારવાળી, વ્યાખ્યાનવાણીનું શ્રવણ! આ બધી સચોટ આરાધના આ જૈનશાસન સિવાય ક્યાં પ્રાપ્ત થાય! જૈનત્વના મૂલ્યાંકન કરનાર ભવ્ય જીવને લાગે કે ત્યારે આપણું કેવું સદ્ભાગ્ય! કે જૈનકુળમાં જન્મવા માત્રથી આપણને આવી અભૂતપૂર્વ સાધનાના હક્ક લાગી ગયા!”

આ અરસામાં પૂજ્ય તારક સૂરિવર્યના મનોમંદિરે એક શુભ સંકલ્પનો સોનેરી સાથીયો પૂરાયો ! તેઓશ્રીની દીર્ઘદૃષ્ટિએ પહેલાં તો પોતાની તદ્દન નિકટની કાયા તરફ દૃષ્ટિપાત કર્યો. વૃદ્ધાવસ્થાનાં આગમન થઈ ચૂક્યાં હતાં, વૃદ્ધત્વની ઘેરી છાયાએ સૂરિજીના દૈવી–દેહની માયાને આવરી લીધી હતી. જેથી પાંચાલના એ મહર્ષિની પડછંદ કાયા પર કાળી–કરચલીઓનું સ્થાન જામી ગયું હતું, આંખો ઉંડી ઉતરી ગઈ હતી....સૂરીશ્વરજીએ જોયું કે 'મારો દેહ હવે કયારે હતો ન હતો થઈ જાય તે નિશ્ચિત નહિ. તો પછી શાસનની રક્ષાનો ભાર યોગ્ય સ્થાને મૂકવો જોઈએ....' અને વિજળીની ઝડપે તેમના વિશાળ દૃષ્ટિપથમાં પોતાની નિશ્રાએ રહેલા બે મુનિપુંગવો આવ્યા. શાસ્ત્રીય કાનુનોના કસોટિ પાષાણ પર તેઓશ્રીએ તે બન્નેને ચકાસ્યા. સુવર્ણ શુદ્ધ ઝળક્યું ! અને સૂરિજીએ તેને ઝડપ્યું. તે બેમાંના એક હતા આપણા ચરિત્રનાયક પૂ૦ પંન્યાસપ્રવર શ્રી દાનવિજયજી ગણિવર અને બીજા હતા પૂ૦ મુનિવર્ય શ્રી લબ્ધિવિજયજી મહારાજ.

બન્નેમાં શાસ્ત્રીયદૃષ્ટિએ સૂરિપદની યોગ્યતાનો સર્વાંગી વિકાસ થયેલો હતો. સ્વ–પર–

સમયની અજોડ વિદ્વત્તા ઉભયમુનિવરોને ટૂંકસમયમાં જ વરેલી હતી. તપ-ત્યાગ અને વૈરાગ્યનો ત્રિવેણીસંગમ એ મહાપુરૂષોમાં થયેલો હતો. શાસનપ્રભાવક શકિત તો જાણે સંયમ-જન્મથીજ લઇ આવ્યા હતા !

શ્રી જિનશાસનનું સૂરીપદ એટલે પંચાચારનાં સ્વજીવનમાં પાલન અને અન્ય જીવોના જીવનમાં તેના પ્રચાર. પંચાચારમાં પહેલો આચાર છે જ્ઞાનાચાર. તે આઠ પ્રકારે છે. કાળ, વિનય, બહુમાન, ઉપધાન, અનિહ્નવ, વ્યંજન, અર્થ અને તદુભય, આ અષ્ટપ્રકારે જ્ઞાનાચારનું કરેલું અખંડપાલન અજ્ઞાનના અંધકારને દૂર કરી કેવળજ્ઞાન-કેવળદર્શનનો રત્નદીવો પ્રગટાવે છે.

બીજો આચાર છે દર્શનાચાર. તે પણ આઠપ્રકારનો છે. નિશંકિત, નિઃકાંક્ષિત, નિર્વિચિકિત્સા, અમૂઢદૃષ્ટિ, ઉપબૃંહણ, સ્થિરીકરણ, વાત્સલ્ય અને તીર્થપ્રભાવના. આ અષ્ટ પ્રકારી દર્શનાચારનું સમ્યગ્‌પાલન આત્મામાં શ્રી જિનશાસનની જ્યોત જલતી રાખે છે. અને પ્રાંતે અનંતક્ષાયિક દર્શનનો મહાનિધિ સમર્પે છે.

ત્રીજો આચાર છે ચારિત્રાચાર. જેમાં પાંચસમિતિ અને ત્રણગુપ્તિનો સમાવેશ થાય

છે. પાંચસમિતિ :- (૧) ઇર્યા સમિતિ, (૨) ભાષા સમિતિ, (૩) એષણા સમિતિ (૪)-આદાનભંડ નિક્ષેપણા સમિતિ અને (૫) પારિષ્ઠાપના સમિતિ. ત્રણગુપ્તિ :- (૧) મનગુપ્તિ (૨) વચનગુપ્તિ અને કાયગુપ્તિ આ અષ્ટ પ્રવચન માતાનું પાલન, જેમ સંસારમાં માતા પોતાના નાના બાળને પોષે-મોટા કરે; તેમ સાધુને પોષે છે. સ્થિર રાખે છે. આ અષ્ટપ્રવચનમાતા પ્રત્યે બેદરકાર શ્રમણ ચારિત્રનો વિરાધક થાય છે. અને દુર્ગતિમાં અથડાઈ મરે છે. જ્યારે આ ચારિત્રાચારનો વિશુદ્ધ આરાધક અનંતુ ક્ષાયિકચારિત્ર-વીતરાગદશા પામે છે.

ચોથો આચાર છે તપાચાર. તે છ બાહ્ય અને છ અભ્યંતર પ્રકારે છે. અણશન, ઉણોદરી, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાયક્લેશ અને સંલીનતા. આ છ પ્રકારે બાહ્યતપ છે. જ્યારે પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવૃત્ય, સ્વાધ્યાય, ધ્યાન અને કાયોત્સર્ગ આ છ પ્રકારે અભ્યંતર તપ છે. સાધુના જીવનમાં મુખ્યત્વે પ્રવૃત્તિધર્મ તરીકે આ બાહ્ય-અભ્યંતર પ્રકારના તપ તપાતા હોય છે. જેથી અનાદિકાલીન દુષ્ટ કર્મોના થોકનાથોક તે તપના તાપથી ભસ્મીભૂત બની જાય.

પાંચમો આચાર છે વીર્યાચાર. બાહ્ય કે આંતરિક સામર્થ્ય ગોપવ્યા વિના ઉપરોકત ૪ મુખ્ય આચારોમાં (અવાંતર ૩૬ આચારોમાં) આત્મા પોતાનું વીર્ય ફોરવે અને આચારનું સંગીન પાલન કરે, તેનું નામ છે વીર્યાચાર. પાલન ઉત્તમ પ્રકારે કરવાથી અનંતુવીર્ય પ્રગટે છે.

આ પંચાચારના સુંદર પાલન સાથે પૂ. પંન્યાસજી મહારાજનો ઇન્દ્રિયોપરનો અંકુશપણુ અવર્ણનીય હતો. નૈષ્ઠિક બ્રહ્મચર્યનું તપતું-તેજ તેઓશ્રીના ભવ્ય-દેહ પર ઝગી રહ્યું હતું. કષાયોનું દમન તો જાણે તેમના જીવનનો મહાઆદર્શ જ હતો ! જિનાગમોનું અગાધજ્ઞાન અને અદ્ભુત વિદ્વત્તા સાથે શાસન પ્રદ્યોતકતા દિવાકરની જેમ પ્રકાશી રહ્યા હતા.

આ બધી સૂરિપદને શોભાવનારી મહાયોગ્યતા પૂ૦ આચાર્યદેવ શ્રી વિજયકમલસૂરીશ્વરજી મહારાજની જાણ બહાર નહોતી. અને તેઓશ્રીએ આ અવસર જોઇને પોતાના હૃદયમાં દૃઢ સંકલ્પ કર્યો કે ‘આમને સૂરિપદે સ્થાપવા.’

આ સાથે સૂરીશ્વરજીના શિષ્યરત્ન પૂ૦ મુનિરાજ શ્રી લબ્ધિવિજયજી મહારાજ પણ

એવીજ અભૂતપૂર્વ યોગ્યતાને ધારણ કરી રહેલા હતા. વકતૃત્વકલા પરનો તેઓશ્રીનો કાબુ કમાલ હતો. આજે પણ તેઓશ્રી પોતાની ભવ્યકાવ્ય પ્રતિભાથી, પ્રખર વ્યાખ્યાન શક્તિથી તેમજ જૈનાગમોના સુંદર બોધથી જૈન સમાજમાં એક અગ્રણી સ્થાન ધરાવી રહ્યા છે.

પ. પૂ૦ આચાર્યદેવે છાણીના આગેવાન ગૃહસ્થોને બોલાવી તેમની સમક્ષ પોતાની મનોગત ભાવના વ્યકત કરી. શ્રી સંઘ તો પૂ૦ આચાર્ય ભગવાનની આ ભાવના સાંભળી ખૂબ જ હર્ષોલ્લાસમાં આવી ગયો. અને પૂજ્યશ્રીની ભાવનાને અત્યંત આનંદ સાથે વધાવી લીધી.

આ બાજુ પૂ૦ મુનિરાજ શ્રી લબ્ધિવિજયજી મહારાજને ભગવતીના યોગોદ્વહન પણ પૂર્ણ થવા આવ્યા હતા. બીજા સાધુ મહારાજાઓને પણ ઉત્તરાધ્યયન, આચારાંગાદિના યોગોદ્વહન ચાલી રહ્યા હતા.

જાહેરાત થઈ ચૂકી; કે છાણીનગરમાં પૂ૦ આચાર્ય ભગવંત શ્રી કમલસૂરીશ્વરજી મહારાજ વસંતપંચમીના પુણ્ય દિવસે પંન્યાસપ્રવર શ્રી દાનવિજયજી ગણિવરને તથા મુનિવર્ય શ્રી લબ્ધિવિજયજી મહારાજને આચાર્યપદે આરુઢ કરવાના છે.

ઉપધાન તપની માળારોપણનો દિવસ પણ તે જ હતો. ઘેરઘેર આનંદ અને હર્ષ વ્યાપ્યો. મહોત્સવનાં મંડાણ થઈ ચૂકયાં. શ્રી જિનપ્રાસાદમાં વિવિધ પૂજાઓની રમઝટ, રાત્રીયે ભાવનાની જમાવટ ! મોડી રાત સુધી ગામના ચોગાનમાં સ્ત્રીઓના ગરબા–રાસની ભવ્ય રજુઆત ! શેરીએ શેરીએ ધજા અને પતાકા ! આંગણે આંગણે કુમકુમ સાથિયા અને રંગબેરંગી રંગોળીઓ ! અંધકારને ભેદતી રાત્રીના સમયે ઝગમગતી રોશની ! આ-નાથી તો છાણીગામ મોટાનગરની રોનકમાં ફેરવાઈ ગયું ! ગુજરાત, મારવાડ, મેવાડ, સૌરાષ્ટ્ર, મહારાષ્ટ્ર, પંજાબ વગેરે દેશોમાંથી સંખ્યાબંધ ભાવુકો સૂરિપદ પ્રદાનના મહોત્સ-વાર્થે છાયાપુરીમાં ઉતરી આવ્યા.

૧૯૮૧ની સાલના માગસર માસની શુકલપંચમીનું પુનિત–પ્રભાત પ્રગટયું. શ્રી જિન-પ્રાસાદે મંગલ ચોઘડીયાં બજી રહ્યાં, શરણાઈઓના મધુરા સ્વરો રણકી ઉઠયા. સુંદર આભુષણો અને અલંકાર–વસ્ત્રોમાં સજ્જ થઈ કેઈ નર–નારીઓનો મોટો મહેરામણ ઉપાશ્રય આગળના વિશાળ મંડપમાં ઉમટયો.

અહિંયાં ઉપાશ્રયમાં સવારના શુભમુહૂર્તે પૂ. પંન્યાસજી મહારાજે મુનિવર્ય શ્રી-લબ્ધિવિજયજી મહારાજને પંન્યાસપદથી વિભૂષિત કર્યાં. અને ત્યારબાદ પૂ. આચાર્ય ભગવંત, પૂ. પંન્યાસજી મહારાજશ્રી દાનવિજયજી ગણિવર, પૂ. પંન્યાસશ્રી લબ્ધિવિજયજી મહારાજ વગેરે મુનિવરો મંડપમાં આવી પહોંચ્યા. જનતાએ જયજયારવથી ગગનમંડળને ભરી દીધું. અને ભવ્ય પ્રતિભાસંપન્ન પૂ. આચાર્ય ભગવંતનો ઉજ્જવલ દેહ પાટ પર આરૂઢ થયો. આખુંયે મુનિમંડળ વ્યવસ્થિત રીતે આજુબાજુ ગોઠવાઇ ગયું.

બન્ને પંન્યાસપ્રવરો મંડપની મધ્યે પધરાવેલા નાણ સમક્ષ આવી ઉભા. પ્રદક્ષિણા, નંદી વગેરેની ક્રિયા શરૂ થઈ. અને શુભમુહુર્તની ધન્યઘડી આવી પહોંચતાં પૂ. આચાર્ય ભગવંતે પોતાની મુષ્ઠિમાં વાસક્ષેપ લઈ બન્ને પંન્યાસ પ્રવરોના શિરે નાંખ્યો. પૂજ્ય આચાર્યદેવે શ્રીમુખે નામ સ્થાપન વખતે પંન્યાસ શ્રી દાનવિજયજી ગણિનું આચાર્યશ્રી વિજયદાનસૂરિજી, અને પંન્યાસશ્રી લબ્ધિવિજયજી મહારાજનું આચાર્યશ્રી વિજયલબ્ધિસૂરિજી નામ જાહેર કર્યું.



સિદ્ધાંતમહોદધિ પૂ. આચાર્યદેવ શ્રીમદ્વિજય
લબ્ધિસૂરીશ્વરજી મહારાજ સાહેબ.

આ સાંભળતાં જ પર્ષદામાં જયજયધ્વનિનાં ગુલાલ ઉડયાં. બહાર ઉભેલા વાજાવાળાઓએ જોરશોરથી વાજીંત્રોનાં નાદ કર્યા; નારીવર્ગે ધવલમંગલ ગાવાં શરૂ કર્યાં, બાળકો હર્ષોત્કર્ષથી નાચવા લાગ્યાં.

૧૯૮૧ ના માગસરસુદ પંચમીના દિને શ્રી જિનશાસનને બે પટ્ટધરોની બક્ષીસ કરી. એમાંના એક આપણા ચરિત્રનાયક પરમગીતાર્થ, સકલાગમરહસ્યવેદી પ. પૂ. આચાર્યદેવશ્રી વિજયદાનસૂરીશ્વરજી મહારાજ, અને બીજા પ્રખરવ્યાખ્યાનકાર, કવિત્વશકિતવિભૂષિત પૂ. આચાર્યદેવશ્રી વિજય લબ્ધિસૂરિશ્વરજી મહારાજ.

વંદન હો કોટિકોટિ એ ઉભય સૂરિપુંગવોને....!



[ ૧૬ ]

# દીક્ષાદેવીનો ગજબ....!!

સદ્ધર્મરક્ષક પૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્વિજયકમલસૂરીશ્વરજી મહારાજ સાથે સકલાગમ રહસ્યવેદી, જ્યોતિષમાર્તંડ પ. પૂ૦ આચાર્યભગવંત છાણીથી વિહાર કરી સુરત પધાર્યા. અને ૧૯૮૧ નું ચાતુર્માસ સુરત થયું. પૂજ્યપાદના આ ચોમાસાથી સુરતની જૈનપ્રજામાં ધર્મચૈતન્યના નૂતન-દીવડા પ્રગટ્યા. સુરતની રસીલી પ્રજાએ તન-મન અને ધનથી સુંદર ધર્મસેવા સાધી.

પૂ૦ સદ્ધર્મરક્ષક સૂરિવર્યની અનુજ્ઞાથી ૮૨ ની સાલમાં પૂ૦ શ્રી આચાર્ય ભગવંત અમદાવાદ પધાર્યા. ધર્મરંગે રંગાયેલી પ્રજામાં તેઓશ્રીએ ધર્મપુરુષાર્થની ભરતી આણી. અવિરતિના ભભકતા હુતાશનમાં ઉભા સળગતા કેઈ ધર્મપ્રેમી આત્માઓ આ વાત્સલ્યવારિધિ સૂરિવરના શરણે ધાયા. ઉત્કટ વૈરાગ્યનાં અવિરત છાંટણાથી એ પરમ કૃપાનિધિએ અવિરતિની અગ્ની બુઝાવી, અને કષાયની આગથી બેબાકળા બનેલા આત્માઓનાં દેશવિરતિ-સર્વવિરતિના શીતળ લેપથી હૈયાં ઠાર્યાં.

આ વખતે પૂજ્યપાદ આચાર્ય ભગવંતની આજ્ઞાથી વ્યાખ્યાન તેઓશ્રીના પ્રશિષ્યરત્ન પૂ૦ મુનિરાજ શ્રી રામવિજયજી મહારાજ આપતા હતા. જેમની વિરાગની તરતી જોરદાર દેશનાના પ્રતાપે રાજનગરના સારા સુખી ગૃહસ્થો પણ મુમુક્ષુભાવમાં જોડાયા. તેમાંના એક હતા શ્રાદ્ધરત્ન શ્રી જેસિંગભાઇ. જેમ જેમ તેઓ પૂ૦ આચાર્ય ભગવંતના પરિચયમાં આવતા ગયા તેમ તેમ પૂજ્યશ્રીના જીવનની નિર્મળ સાધુતાએ તેમના પર કામણુ કર્યું ! સંસારથી ઉભગીને શકયસમય હવે તેઓ આ સૂરિશેખરના સાનિધ્યમાં વીતાવા લાગ્યા. પૂ૦ મુનિરાજ શ્રી રામવિજયજી મહારાજનાં વ્યાખ્યાનોએ તેમના હ્રદયને સંસારના વૈભવી વિષયો પ્રત્યે નિર્લેપ બનાવ્યું ! શ્રીમંતાઈની મખમલની શૈય્યાઓ અળખામણી થઈ ગઈ, અને સાધુજીવનનો ખડબચડો સંથારો તેમને આકર્ષી રહ્યો ! નિત્ય વાહનની સવારી પાપવાળી લાગી અને કઠોર પાદવિહાર પુણ્યશાળી લાગ્યો ! વિવિધ પકવાન્નથી ભર્યાભર્યા ભોજનના થાળો તેમને વિષભર્યા લાગ્યા, અને ઘેરઘેર ઘુમી, ટૂકડો ટૂકડો ભેગો કરી નિર્દોષ ગોચરીના આહાર તેમને વહાલા ભાસ્યા ! કંચનના કટોરામાં કઢાયેલાં કેસરીયાં દૂધ તેમને અકારાં લાગ્યાં, જ્યારે કાષ્ઠના પાત્રકમાં સાદું-સીધું પીણું તેમના મનને મધુરું લાગ્યું.

એક દિવસ પૂ૦ મુનિપુંગવ શ્રી પ્રેમવિજયજી મહારાજે પોષધમાં રહેલા શ્રાવકો મફતલાલ, નાનાલાલ વગેરેને કહ્યું, "બોલો ભાઈ, આ જેસિંગભાઈ ચારિત્ર લે તો સાથે કોણ કોણ તૈયાર છે?" ત્યાં તો ઉત્સાહ વધી ગયો, અને પરિણામે સારા અભિગ્રહો થયા. એમાં જેસિંગભાઈએ તો એવો અભિગ્રહ કર્યો, કે "આવતા ચોમાસા પૂર્વે દીક્ષા લેવી. ન લેવાય તો આષાઢ ચૌદસથી ચોવિહાર ઉપવાસ કરવા!"

અભિગ્રહ લઈ ઘેર આવ્યા. ઘરે તો તેમના આવતા પહેલાં ખબર પડી ગઈ હતી. પરંતુ જાણતા હતા કુટુંબીઓ, કે જેસિંગભાઈ કેવા વિરાગી છે! એમના મક્કમ વૈરાગ્ય આગળ રાગીઓના રાગ અને સેવાનું કે સંપત્તિના પ્રલોભનનું કંઈ ચાલ્યુ નહિ. વળી એમને કયા ઠેઠ અસાડમાસ સુધી સંસાર ભોગવી લેવો તો, એતો શિયાળામાં જ લાખોની સંપત્તિ અને વિશાળ–પ્રેમાળ કુટુંબ વગેરે સંસારના બંધનો ફગાવી, ઘરવાસની પાપલીલાને તિલાંજલી આપી પૂ. આચાર્ય ભગવંતના પાવન હસ્તે ફાગણ સુદ ૨ ના દિવસે પવિત્ર પ્રવ્રજયા અંગીકાર કરી પૂ. મુનિરાજશ્રી રામવિજયજી મહારાજના શિષ્યપણે મુનિશ્રી જશવિજયજી મહારાજ બન્યા.

આ સાથે બાળ ચીનુભાઈની પણ દીક્ષા થઈ; અને તેઓ મુનિશ્રી ચારિત્રવિજયજી બન્યા. આ ઉપરાંત રાજનગરના આંગણે બીજી પણ ભાગવતી દીક્ષાઓ થઇ; જેમાં મુનિશ્રી લલિતવિજયજી, મુનિશ્રી રત્નવિજયજી તથા મુનિશ્રી અમૃતવિજયજીનો સમાવેશ થાય છે. એ પછી અમદાવાદ શહેરના અગ્રગણ્ય શ્રાદ્ધરત્નો શ્રી મફતલાલ તથા નાનાલાલે પ્રભાવવંતી દીક્ષા સ્વીકારી અનુક્રમે મુનિરાજશ્રી ધર્મવિજયજી તથા મુનિશ્રી નયવિજયજી બન્યા. ભીષણ સંસારની અનાદિકાલીન નાગચૂડમાં ફસાયેલા કોઈ દુઃખીયાઓનાં દુઃખ આ પરમજ્ઞાનસિન્ધુના સંપર્ક માત્રથી દૂર ભાગ્યા, વિષયકષાયના ઝેરીભુજંગોથી ડસાયેલા કેઇ દીનોના વિષડંખ આ મહાચારિત્રીના સિદ્ધવચન–મન્ત્રથી પલવારમાં નિર્મૂલ નાશ પામી ગયા.

આમ સંવત ૧૯૮૧–૮૨ નાં પનોતાં વર્ષોએ શ્રમણ ઇતિહાસમાં સુવર્ણસ્વસ્તિકો પૂર્યા- મોહમહીધરની પ્રચંડસેનામાં ભંગાણ પડયું. શ્રીમંતાઈના અંચળાને દૂર ફગાવી, અંતરની દુષ્ટ વાસનાઓનાં દમન કરી કેઈ ભાગ્યવાનોએ પૂ. સૂરિશેખરનાં ભવચૂરક ચરણોમાં જીવન સમર્પણ કર્યાં. અમદાવાદનું ૮૨ ની સાલનું ચાતુર્માસ પૂર્ણ થતાં પૂ૦ શ્રી ખંભાત તરફ

પધાર્યા. ખંભાતમાં પણ એકસાથે છ દીક્ષાઓ આપી પૂ. આચાર્યદેવે સારાયે ગુજરાતમાં જબ્બર પડઘો પાડયો પરંતુ આ અરસામાં પૂ. આચાર્ય ભગવંતને એક હૃદય-આઘાતક સમાચાર સાંપડયા, કે "જિનેન્દ્રશાસનના શુરવીરસુભટ, સદ્ધર્મરક્ષક પૂ. આચાર્ય પુરંદરશ્રી-વિજયકમલસૂરીશ્વરજી મહારાજા જલાલપૂરમાં મહાવદ ૬ ના દારૂણ દિવસે આ ફાની દુનિયા છોડી સ્વર્ગભૂમિ તરફ ચાલ્યા ગયા."

પ્રભુશાસનના મહાનિધિમાંથી કાળલૂંટારો, અણમોલ હીરો ઉપાડી ગયો. નિઃસ્પૃહતાની મૂર્તિસમા એ સ્વ. સૂરિદેવની જીવન-મંઝીલ એવી ભવ્ય હતી કે જે ખરેખર! ભવ્યજીવોના આત્મોત્કર્ષ માટે મહાનિમિત્તરૂપ બનતી. પૂ. સકલાગમરહસ્યવેદી આચાર્ય ભગવંતને તો આ પૂજ્યશ્રીના સ્વર્ગગમનથી એક હૂંફાળ ગોદ નષ્ટભ્રષ્ટ બની જતી લાગી! તેમને જીવનનું એક અનુપમ આધારસ્થાન અદ્રશ્ય થઈ જતું ભાસ્યું.

આજ વર્ષના ચૈત્ર વૈસાખ માસમાં બીજા બે દીક્ષામહોત્સવો ઉજવાયા. બે દીક્ષાર્થીમાંના એક હતા શ્રી માણેકલાલભાઈ ચૈત્રમાસમાં મુનિશ્રી માનવિજયજી બન્યા. અને પૂજ્ય-

મુનિરાજશ્રી રામવિજયજીના શિષ્ય થયા. અને બીજા હતા નાનકડા કલ્યાણભાઈ. નાના કલ્યાણનું કુમળું ચિત્ત સંયમજીવનના સ્વાદ લેવા લલચાયું. અગીયારવર્ષની સગીરવય હોવા છતાં સંયમજીવનની કઠોરસાધના અપનાવતાં એ વીરબાળ જરાયે ગભરાયો નહિ; ઉપરથી એતો જેમજેમ દીક્ષાનો દિવસ નજીક આવતો ગયો તેમતેમ વધુનેવધુ ઉલ્લસિત હૃદયે નાચવાને કૂદવા લાગ્યો! કોઈ વખત રમતાં રમતાં તે બાળ અચાનક અટકી જતો. તેનું મોં આનંદમસ્તી છોડી ગંભીર બની જતું.... તેની દૃષ્ટિ સ્થિર થઈ દૂરદૂરના પોતાના ભાવિ-જીવનને સમજવા મથતું.... પણ કેટલું ગજું એ છોટા બાળકના છોટા મનનું! પરંતુ, તે છતાંયે તેના નાજુક મનની સ્વચ્છ સપાટી પર ભાવિ–સંયમયાત્રાના સ્પષ્ટ આલેખન થતાં.... "આહા! કેવી મઝા પડશે ત્યાં.... ખુબ ભણીશ. તે પણ ગુરૂમહારાજના બહુબહુ વિનય સાથે! બસ, ગંભીરમુખે બેસી જઈશ ખુણામાં અને સ્વાધ્યાયનો રંગ જમાવીશ.......અને પેલો લોચ કરવાનો આવશે ત્યારે તો ભાઈ–અંદા હહેજતથી ચુપચાપ બેસી જશે....કહી દઈશ ગુરૂમહારાજને કે મારી જરાયે ખોટી દયા ન ખાતા. તમને જેમ ફાવે તેમ વાળ ખેંચો. ગુરુ મહારાજ મને

પૂછશે કે "તને દુઃખ નથી થતું ?" તો હસતાં હસતાં કહી દઈશ "ના રે ના ! આમાં દુઃખ શાનું ? આ તો ભગવાનની આજ્ઞાનું પાલન કરૂં છું. મને તો ખૂબ મઝા આવે છે." આવી આવી સુંદર સ્વપ્નસૃષ્ટિનાં સર્જન કરતાં તો દીક્ષાનો દિવસ વૈશાખ સુદ ૧૩ આવી પહોંચ્યો. આખુંયે ગામ ઉલટયું; આ નાનકડા બાળકની દીક્ષા જોવા !

હૈયે ઉલ્લાસની છાળો ભરી કલ્યાણભાઈએ તો નાણની આજુબાજુ પ્રદક્ષિણા શરૂ કરી નંદી વગેરેની ક્રિયા ગુરુમહારાજે કરાવી. અને ત્યાં ઉભા થઈને પૂ૦ આચાર્ય ભગવંતે રજોહરણ આપ્યું... ત્યાં તો આનંદના ઉત્કર્ષથી કલ્યાણભાઈ નાચી ઊઠયાં ખૂબ નાચ્યાં ! છેવટે ગુરૂ મહારાજે હાથ પકડી કપડાં બદલવા સાધુ સાથે રવાના કર્યા.

થોડીક મિનીટો પહેલાના કલ્યાણભાઈ હવે મુનિશ્રી કનકવિજયજી બન્યા. અને પૂ. મુનિરાજશ્રી રામવિજયજી મહારાજના શિષ્યપણે જાહેર થયા.

દીક્ષા-દેવીએ પણ ગજબ કર્યો ! કેટલા પતિના કંઠમાં વરમાળા આરોપી ! ૮૧-૮૨ અને ૮૩ સાલનાં વર્ષોનો ઈતિહાસ આપણને આજ બતાવી રહ્યો છે. સંસારવાસના વાઘા

દૂર ત્યજી-ત્યજી કેઈ ભવ્યાત્માઓ દીક્ષા-દેવીના શરણે આવ્યાં. દેવીએ પણ ખૂબ ચકાસણી કરી; અને જોયું કે આ જીવ મારો પ્રેમ એના જીવનની અંતિમ-પળ સુધી નભાવી શકે તેમ છે, તો તેની સાથે લગ્નની ગાંઠથી બંધાઈ! અને અનેક પાપપિશાઓથી જીવોને રક્ષણ આપ્યું.



[ ૧૪ ]

# ઝંઝાવાત વહ્યા; ને ગયા....!

૧૯૮૩ની સાલ એટલે એક બાજુ પ્રવ્રજ્યામાર્ગે અનેક ભવ્યાત્માઓનું પ્રયાણસંવત્સર ! અને બીજી બાજુ તેની સામે કેઇ દીક્ષાવિરોધીઓના વિરોધનું પ્રચંડ-તાંડવ ! એકસાથે ચારચાર અને છછની સંખ્યામાં કેઈ યુવાનોને સંસારત્યાગ કરતા જોઈ, ત્યાગી મહર્ષિઓ પ્રત્યે કેટલાક ભવાભિનંદીજનોએ તોફાન-જંગ મચાવ્યા; કોર્ટનાં પગથિયાં ઘસ્યાં; મહાત્માઓ પર હિચકારા હુમલા કર્યા. પરંતુ પરમપ્રૌઢપ્રતિભાસંપન્ન પૂ૦ સૂરિદેવશ્રીની પ્રબળ સંયમ-આરાધના તથા શાસનપ્રેમથી પ્રેરિત આત્મતેજ, અડોલ નિશ્ચલતા અને સત્યનિષ્ઠતાની સામે આ મોહમૂઢ માનવોના શરદમેઘગર્જન જેવા પ્રબળ પણ છમકલાંઓ હત-પ્રહત બની ગયાં.

જેમાંના બે પ્રસંગો ખૂબ જ ઉગ્ર હતા, પ્રચંડ ઝંઝાવતશા ભયાનક હતા. રાજનગરના

આંગણે પૂ૦ આચાર્યદેવની પધરામણી થઈ, અને ત્યારબાદ રાજનગરની પ્રજાને જે વૈરાગ્યનો રંગ લાગી ગયો, તેના પ્રતાપે અનેકાનેક શ્રીમંત યુવાનોએ સંસારનો ત્યાગ કર્યો; જેમ સર્પ કાંચળીને ત્યજી દે તેમ. આ વાતાવરણમાં એક દીક્ષિતના મોહાધીન કુટુંબીવર્ગની પડખે વિરોધીમંડળ ચઢી ગયું. "નક્કી કર્યું કે કોઈ પણ પ્રકારે આપણે નૂતન દીક્ષિતને પાછા ખેંચી લાવવા." પેંતરો પૂરઠાઠમાં રચાયો.

એક દિવસનો આ પ્રસંગ છે. અમદાવાદમાં સમર્થ વ્યાખ્યાતા પૂ૦ મુનિવર્ય શ્રી રામવિજયજી મહારાજ (પૂ૦ આચાર્ય શ્રી વિજય રામચંદ્રસૂરીશ્વરજી મ૦) વ્યાખ્યાન વાંચી રહ્યા હતા. મુખ્યસ્થાને તેઓશ્રીના ગુરુદેવ શ્રી પૂ૦ અનુયોગાચાર્ય શ્રી પ્રેમવિજયજી ગણિવર બિરાજેલા હતા. વ્યાખ્યાનનો પ્રવાહ પૂરજોસમાં વહી રહ્યો હતો. ત્યાં વિરોધીઓ તરફથી બાઈ પાસે અચાનક વ્યાખ્યાનકારનો કપડો ખેંચાવરાવ્યો. મહારાજશ્રી તો સ્ત્રીના સંઘટ્ટાના ભયથી તરત ત્યાંથી આઘા ખસી ગયા. વિરોધીઓની ચાલબાજી મોટી હતી, પણ પ્રસંગ ઉગ્ર સ્વરૂપ લે તે પહેલાં પૂ૦ મુનિરાજે વ્યાખ્યાન સમાપ્ત કર્યું.

અહિંયાં તો કંઈ ફાવટ આવી નહિ; એટલે હવે ફોજદારી કોર્ટમાં કેસ ઉભો કરાવ્યો. ફરીયાદ નોંધાવી, કે "પ્રેમવિજયજીએ પોતાના શિષ્ય રામવિજયજી પાસે ઓઘાથી બાઇને મરાવી." કેવું સરાસર જુઠાણું ! કેવી ધર્મશત્રુઓની ભયંકર પાપજાળ ! ખરેખર મિથ્યાત્વનો પ્રેરાયો જીવ શું અનર્થ નથી કરતો ?

કોર્ટે કેસ શરૂ કર્યો. પૂ૦ મુનિરાજ શ્રી પ્રેમવિજયજી ગણિવર, તથા પૂ૦ મુનિવર્ય શ્રી રામવિજયજી મહારાજને કોર્ટમાં હાજર થવા સૂચન થયું. ગુરુ–શિષ્ય ભર ઉનાળે ઉઘાડા પગે ને ઉઘાડા માથે રાજનગરની ડામરી સડકો પર થઈ કોર્ટમાં હાજર થયા. કેસની ઉલટ–સુલટ તપાસ શરૂ થઈ. મેજીસ્ટ્રેટે મુનિરાજ શ્રી રામવિજયજીને ખાસ પૂછયું, "શું એ વાત સાચી છે, કે તમે તમારા ગુરૂના કહેવાથી આ બાઈના ઉપર તમારા ઓઘાથી પ્રહાર કર્યો હતો ?" એના ઉત્તરમાં પૂ. મુનિરાજશ્રી રામવિજયજી મહારાજે કહ્યું, કે "શું આપ માની શકો છો, કે જે ઓઘાથી ( રજોહરણથી ) અમે સૂક્ષ્મમાં સૂક્ષ્મ જીવની પણ રક્ષા કરીએ છીએ, તે ઓઘાથી આ રીતે અમે પંચેન્દ્રિય પ્રાણી, અને તે પણ

સ્ત્રીજાતિને મારીયે? જે સ્ત્રીની સામે અમે આંખ ઉંચી કરીને જોતા પણ નથી, તેને અડવાની તો વાતેય શી?" એમ કહીને સાધુજીવન, મહાવ્રતો માનવજીવનમાં કલ્યાણનો માર્ગ વગેરે અંગે પૂજ્ય મુનિશ્રીએ જે સ્ટેટમેન્ટ રજુ કર્યું, તે સાંભળી આખીયે સભા સ્તંભિત થઈ ગઈ! જૈનશાસનનો તાત્વિકમાર્ગ સાંભળી ન્યાયાધીશ પણ મસ્તક ધુણાવી ગયો. તેને પણ લાગ્યું કે "જરૂર આ કેસમાં આ સ્ત્રીનો પ્રપંચ છે. આવા મહાત્યાગી મુનિવરો આવું પ્રચ્છન્ન પાપ કદી ન કરે...." તેથી જજમેન્ટ પૂજ્યશ્રીના પક્ષમાં આવ્યું. આરોપ ખોટો ઠર્યો. વિરોધીઓનાં મુખ મ્લાન થઈ ગયાં. આખુંયે રાજનગર ધર્મના ઘોષથી ગાજી ઉઠયું. જૈન શાસનની અપૂર્વ વિજય પતાકા ફરકી રહી.

જજમેન્ટ આવ્યા પછી, બીજે જ દિવસે પૂ. મુનિવર્યશ્રી પ્રેમવિજયજી મહારાજ તથા પૂ. મુનિશ્રી રામવિજયજી મહારાજે રાજનગરથી વિહાર કર્યો. રોતાં હૃદય સાથે અમદાવાદના વિરાટ માનવ સમૂહ પૂજ્ય મુનિવરોને વસમી વિદાય આપવા પાછળ આવ્યો. જાણે મોટો માનવ–સાગર ઉલટયો! જેટલું માણસ કોઇ મહાપુરૂષના સ્વાગતમાં એકઠું ન થાય તેટલું જ નહિ પણ એનાથીયે અધિક પ્રજા આ વિદાય વેળાએ ભેગી થઇ હતી.

આજ પરમઆજ્ઞાનો ઝંડો ફરકાવવાની ઝુંબેશ ઉઠાવી હતી! ખંભાતના આંગણે પધાર્યા, તો ત્યાં પણ એકસાથે છ મુમુક્ષુઓને સર્વવિરતિજીવન સમર્પ્યાં. પરંતુ આનાથી, દીક્ષાથી ભડકતા મોહવિલસિતમાનવોમાં એક મોટો ઉહાપોહ મચી ગયો. આ છ નૂતનદીક્ષીતોમાંના એક હતા પૂ. મુનિશ્રી કાન્તિવિજયજી. (હાલમાં પંન્યાસ.)

તેઓ અમદાવાદના સુપ્રતિષ્ઠિત શ્રીમંતગૃહસ્થ હતા. જ્યારથી તેમણે રાજનગરના આંગણે એક પછી એક મુમુક્ષુજીવોને ભવ્ય-વૈભવોનો પણ ત્યાગ કરી દીક્ષા-જીવન અપનાવતા જોયેલા ત્યારથી તેમના હૃદયમાં પણ વૈરાગ્યની ચિનગારી પડી ગયેલી. ત્યાં પણ તેઓ પૂ. મહારાજશ્રીના સંપર્કમાં આવતા હતા. એમાં એક અવસરે પૂજ્ય મહારાજશ્રી પ્રેમવિજયજી ગણીવર્યે પૂર્ણ વાત્સલ્યભાવે ચતુર્થવ્રત-બ્રહ્મચર્ય લેવાની એમને પ્રેરણા કરી. ઉમર લગભગ ૨૧ વર્ષની, લગ્ન થયે તેવા વર્ષો નહિ વીતેલાં, સુખી-કુટુંબ, આ સ્થિતિમાં સામાન્ય રીતે આશ્ચર્ય થાય કે મહારાજશ્રી આ શું કહે છે. પરંતુ કોઈ પ્રકૃષ્ટપુણ્ય પ્રકૃતિ અને અમીમય ભાવવાત્સલ્ય જ એવાં, કે એઓશ્રીનું વચન આ યુવકમાં આરપાર ઉતરી

ગયું, હૈયું પીગળી ગયું અને બીજે દીવસે પત્નીને વ્રત માટે સાથે લઇને પૂજ્યશ્રીની સેવામાં હાજર થઇ ગયા, અને વ્રત લઈ લીધું. અને ક્રમે કરીને એ ચારિત્ર માટે તૈયાર થઇ ગયા. જેમ રૂના ઢગમાં પડેલો એકમાત્ર અગ્નિકણ જંગી રૂના ઢગને ભસ્મીભૂત કરી શકે, તેમ કાન્તિભાઇના આત્મામાં રૂ જેવા હળુ બનેલા મોહના ઢગને વૈરાગ્યની એકજ ચિનગારીએ ચેતાવી દીધો ! તેમના આત્મામાંથી સંસારનો રાગ બળી મર્યો અને ઉત્કટવૈરાગી બનેલા કાન્તિભાઈ ખંભાત આવી, બીજા પાંચ મુમુક્ષુઓની સાથે સંયમમાર્ગે ચાલી નીકળ્યાં.

અમદાવાદમાં રહેલા પોતાના કુટુંબીઓને ખબર પડી. તેઓશ્રીની યુવાન પરણેતર પત્ની, તોફાનીઓના બે થી ત્રણ ખટારા ભરી સ્તંભનપુર (ખંભાત) માં આવી પહોંચી. પરંતુ એમ કંઈ તેના ગજ વાગે તેમ નહોતું ! પૂર્વાવસ્થાના કુમારપાલને પ્રાણની પરવા કર્યા વિના રક્ષણ આપનારા ઉદાયન મંત્રીનો ખ્યાલ આપી જાય, તેવા શ્રાદ્ધરત્ન કસ્તુરભાઇ ત્યાં હાજર હતા. એમની કુનેહભરી રક્ષાકારિતાએ તોફાનીઓને હંફાવવા માંડયા. તોફાનીઓ તરફથી પૂજ્ય મુનિવરો પ્રત્યેના ગલીચ પ્રચારો કરતી પત્રિકાઓ બહાર પડવા માંડી; જેથી

સ્થાનિક પણ કેટલાયે માણસો એ વિરોધી ટોળામાં જોડાવા લાગ્યા. આ બાજુથી પણ વિરોધીપક્ષનો પ્રતિકાર કરતી પત્રિકાઓ બહાર પડી; પરંતુ તોફાનીઓએ તો ઉગ્રતા જ ધારણ કરી.

અમરશાળાના ઉપાશ્રય આગળ બે થી ત્રણ હજાર તોફાનીઓની આગેવાની લઈ પૂ. નૂતનમુનિશ્રીની પત્ની રણચંડીના સ્વરૂપે આવી ઉભી. "રામવિજય! મારો પતિ પાછો આપ. નહિતર તું જાતે બહાર આવ".... પરંતુ સામેથી પ્રત્યુત્તર હતો જ નહિ. ઉપાશ્રયના જંગીદરવાજા પહેલેથીજ બંધ કરાવી દીધા હતા. અંદર પૂ. મુનિવરો પોતપોતાના સ્વાધ્યાયમાં રકત હતા. શ્રાદ્ધવર્ય કસ્તુરભાઈ વગેરે નરવીરો પૂ. ગુરૂદેવોના રક્ષણ માટે ખડે પગે તૈયાર હતા.

બહારના ટોળાએ પથ્થરબાજી શરૂ કરી. ધડધડ.... ધડધડ.... પથ્થરો અમરશાળાના છાપરે આવી અથડાવા લાગ્યા. બારણાઓ તોડવા તેના પર પ્રહારો શરૂ થયા. ચારેકોર શોર-બકોર અને ઉગ્રવિરોધના સૂત્રોથી વાતાવરણ ભયંકર બનતું ચાલ્યું. શેઠશ્રી કસ્તુરભાઈએ

વિચાર્યું કે જો હવે આ તોફાની ટોળાને કાબુમાં લેવામાં નહિ, આવે તો પરિણામ સારૂં નહિ આવે; અને એ કદાચ પૂ૰ મુનિવરોની આશાતના કરી મૂકે, તે પહેલાંજ તેનો બંદોબસ્ત જરૂરી છે. તોફાનીઓની ગુંડાગીરીથી એમનું હૃદય કકળી ઉઠયું. 'મારી સગી આંખે મારા પ્રાણથી અધિક એવા પરમોપકારી સાધુભગવંતો સામે આ હું શું જોઈ રહ્યો છું?' વિફરેલા કેશરીની જેમ કસ્તુરભાઈ ત્રાડ પાડી ઉઠયા. પોતાના માણસોને કહી દીધું "શું જોઈ રહ્યા છો, આમ કાયરની જેમ? હઠાવો ગુંડાઓને." અમરશાળાની અટારીએ માણસો ચઢી ગયા. પ્રતિકારના ઉપાયો લીધા, ત્યાં તો પોલીસની પલ્ટન આવી પહોંચી. દોડાદોડને ભાગાભાગ શરૂ થઈ! પણ ત્યાં તો સોલ્જરનો ઘોડો ભડકી ઉઠયો! અને કેપ્ટનને નાંખ્યો નીચે! ભોંય સાથે પટકાયેલો કેપ્ટન ધુંધવાઈને ગર્જી ઉઠયો, "લગાવો ફટકા...... એકાએક તોફાનીઓને ગીરફતાર કરો." હન્ટરોને લાકડીઓને ચારેકોર ઘુમાવતા પોલીસોએ સંખ્યાબંધ તોફાનીઓને કબજે લીધા. અને પોલીસ સ્ટેશને પહોંચાડયા.

નૂતનમુનિવરે જોયું કે "આહા! કેવી આ મોહની લીલા! કેવી આ રાગને પરવશ

પાગલતા! ખરેખર, જ્ઞાનીઓએ દર્શાવેલો વિચિત્ર સંસાર આજે મને પ્રત્યક્ષ જોવા મળ્યો...."
પૂ. મુનિવરો પર આ પ્રકારનો ઉપસર્ગ જોઈ નૂતનમુનિશ્રીએ અઠ્ઠાઈનાં પચ્ચક્ખાણ કર્યાં.

વિરોધીઓએ જોઈ લીધું, કે 'આ રીતે પ્રગટ તોફાનોથી આપણે ફાવશું નહિ.' તેથી તેમણે કોર્ટમાં ફરિયાદ કરી. કોર્ટે નક્કી કર્યું કે ગામની બહાર ચાર ગાઉ દૂર એક બંગલો છે, ત્યાં નૂતનમુનિ તથા તેમના સંસારી સગાં આવે. ત્યાં તે લોકો મુનિને સમજાવે, પછી મુનિ જો સ્વયં પાછા સંસારમાં આવવાનું સ્વીકારે તો જ તેઓ લઈ જઈ શકે.

સરકારના પોલિસ-પ્રબંધ સાથે નૂતનમુનિશ્રીને ઠરાવેલા સ્થળે લઇ જવામાં આવ્યા, ધખધખતા બપોરે! અગ્નિરજ જેવી ગરમાગરમ રેતીના વિશાળ પટ પર થઇને જવાનું છતાં નૂતનમુનિ અન્ય મુનિ સાથે ત્યાં પહોંચ્યા. સામો પક્ષ પણ આવી પહોંચ્યો. સમાધાનની વાતો ચાલી, પરંતુ મુનિશ્રી ક્યાં નમતું આપે એમ હતા? એતો એમના અટલનિશ્ચયમાં દૃઢ જ છે. તેમણે ત્યા પોતાનો અંતિમ નિર્ણય જાહેર કર્યો કે "તમે ચાહો તો આ કાન્તિવિજયનું ખાલી ખોળીયું ઘેર લઈ જઇ શકો છો, પરંતુ આ કાન્તિવિજયના સંયમી

આત્માને હરગીઝ લઇ જઇ શકનાર નથી." કુટુંબીઓ હતાશ થઇ ગયા. પોલીસે ખાસ સાથે રહી નૂતનમુનિવરને પાછા ઉપાશ્રયે પહોંચતા કર્યા.

આ વખતે પણ વિરોધિઓના મનની ધારણ તો જુદી જ હતી, તેમણે એવું કાવત્રું રચેલું કે વચ્ચેથી જ મુનિને મોટરમાં નાંખી ઉપાડી જવા. પરંતુ પોલિસના ચાંપતા બંદોબસ્ત આગળ કંઇ વળ્યું નહિ! આ વિષમકાળમાં ધર્મવિરોધિઓની કેવી દંભમાયા અને ગુંડાગીરી ચાલી રહી છે! માત્ર ભવ્યજીવોના પ્રકૃષ્ટ પુણ્ય જ એને ખાળી શકે છે.

જેમજેમ દિવસો વીતતા ગયા, તેમતેમ બાહ્યરીતે વિરોધીઓ શાંત પડતા દેખાયા; અને શાસનપક્ષનો શ્રાવકવર્ગ એમ સમજ્યા, કે 'હવે આ લોકો અનુકુળ બની ગયા છે. તેથી એમના સંપર્કમાં વાંધો નથી.'

એક દિવસ વ્યાખ્યાનમાં વિરોધિ સ્ત્રીવર્ગ આવીને બેઠો. વ્યાખ્યાન પુરૂં થયું, બધા લોકો ચાલ્યા ગયા. પરંતુ પેલી સ્ત્રીઓએ તો ત્યાંનો ત્યાંજ જમાવ્યો અહો! અને મુનિશ્રીની માએ પોક મૂકીને રડવા માંડ્યું! "લાવ મારો છોકરો, છોકરો લીધા વીના હું અહિંથી

જનાર નથી...” સાંજ પડી ગઈ. સ્ત્રીઓ ખસતી નથી. અને બહાર કઢાય પણ શી રીતે? સ્ત્રીની જાત...... ધમાલ કરી મુકે! તેથી પૂજ્યશ્રી આચાર્યભગવંતે ચુપચુપરીતે બધા સાધુઓને કહી દીધું, કે આપણે રતોરાત ઉપાશ્રય ખાલી કરી, પાછલી સીડીએથી ઉતરી જઇ કસ્તુરભાઇના બંગલામાં પહોંચી જવાનું છે.” પૂજ્યશ્રીની આજ્ઞાનુસાર બધા સાધુઓ ચુપચાપ તૈયાર થઈ ગયા. શુરવીર નરરત્ન કસ્તુરભાઇ તો તૈયાર જ હતા સેવામાં! એક પછી એક સાધુઓ ઉતરી-ઉતરી કસ્તુરભાઇનો બંગલામાં સુખરૂપ પહોંચી ગયા.

આ બાજુ ઉપાશ્રયની નીચે પેલી સ્ત્રીઓ વિચારે છે, કે કેમ ઉપર એકદમ શાંતિ છે? કેમ કોઈ બોલતું સંભળાતું નથી?” આમ વિચારી ઉપર જઇ જુએ છે, તો શૂન્યકાર! કોઇ નથી! બિચારીઓ લાચાર બની ગઈ! પેંતરો ઉંધો વળ્યો....

હવે શું થાય? ખૂબ વિચાર કરી, અંતે મુંબઈની હાઈકોર્ટમાં કેસ નોંધાવ્યો. પરંતુ ત્યાંયે કંઈ ફાવટ આવી નહિ. ઉપરથી હાઇકોર્ટજજે જજમેન્ટ એવું આપ્યું કે “જૈનદીક્ષાના સ્વરૂપને જોતાં એમ કહી શકાય કે જે વ્યક્તિએ જૈનદીક્ષા અપનાવી, તેનું સીવીલડેથ-

(Civil death) કાયદેસર મૃત્યુ થયું. એ એના ગૃહસ્થજીવનના જગત માટે મરી ગયો છે. એની સાથે પછી સંસારીઓને કંઇ લાગેવળગે નહિ."

આ વિરોધના પ્રબળ ઝંઝાવાતમાં એક વસ્તુ ખાસ લક્ષ્ય ખેંચે છે. અને તે વસ્તુ છે નૂતનમુનિની અદ્ભુત-અડગતા ! નિઃસીમ સહનશિલતા અને અપૂર્વ-આત્મજાગૃતિ. તે સાથે પૂ. આચાર્યભગવંતની આવા વિરોધ વચ્ચે પણ નિષ્પ્રકંપપણે બારણામાં બેસી, કરેલી જે મુનિઓની રક્ષા તે તો ખરેખર ભવ્ય જ હતી ! નરવીર કસ્તુરભાઈની પૂજ્ય ગુરૂદેવોની આવા જીવન સટોસટના પ્રસંગે સેવા; એમની રગેરગે વ્યાપી ગયેલી જૈનશાસન પ્રત્યેની પૂર્ણવફાદારી સૂચવતી હતી.

કોટિકોટિ ઉપાયોના અંતે પણ હારથી હાથ ઘસીને વિરોધિઓના વિરોધનો ઝંઝાવાત શમી ગયો, અને પ્રભુશાસન એક પ્રચંડ ભયમાંથી સુરક્ષિતપણે જયવંતુ રહ્યું.



[ ૧૫ ]

# મુંબઈનાં ત્રણ વર્ષ.

હવે આવો પ્રસ્તુતમાં આપણા ચરિત્રનાયક પૂ. આચાર્યદેવેશશ્રી વિજયદાનસૂરીશ્વરજી મહારાજના જીવન પર.

૧૯૮૪ નું ચાતુર્માસ સુરતમાં કર્યું. અનેક પ્રકારની ધર્મઆરાધના, શાસનપ્રભાવના અને સાધુ તથા શ્રાવકોને સ્વાધ્યાયાદિયોગોની સાધના સાથે ચાતુર્માસ પૂર્ણ થયું; ત્યાંતો મુંબઈના કેટલાક શાસનપ્રેમી શ્રાવકો સુરત આવી પહોંચ્યા, અને ૮૫ ની સાલનું ચાતુર્માસ મુંબઈ કરવાની આગ્રહપૂર્વક વિનંતી કરી.

" સાહેબ, મુંબઈમાં પધારવાની ખાસ આવશ્યકતા છે."

" પરંતુ, ભાઈ વર્તમાનમાં કંઈ એવા સંયોગો દેખાતા નથી...." આચાર્યભગવંતે એક દીર્ઘદૃષ્ટિ ફેંકી ધીરેથી કહ્યું.

"ગમે તેમ હોય, પરંતુ આપ જાણો છો, કે મુંબઈ જેવા મોટા શહેરમાં કેટલી વિશાળ જૈનપ્રજા વસી છે, તે વસ્તીના પ્રમાણમાં સાધુઓની કેટલી આવશ્યકતા છે?"

"એ કોણ ના કહે છે?" આછું સ્મિત ફરકાવતાં ભગવંતે પ્રકાશ્યું.

"તો પછી આપે પધારવું જ પડશે. આજે તો વળી ખાસ કરીને આપના જેવા ત્યાગી અને જ્ઞાનીપુરૂષોની જ ત્યાં આવશ્યકતા છે. જ્યાં પ્રજા દિનપ્રતિદિન વિલાસના વંટોળમાં અંજાતી જાય છે, ભોગની ખુરીલાલસાઓ માનવહૃદયનો કબજો લઇ રહી છે, જડવાદનો ઝેરી–ઝંઝાવાત પૂરજોસમાં વીંઝાઈ રહ્યો છે, ઉચ્ચધર્મની ઉન્નતભાવનાઓ ભૂંસાતી જાય છે, ત્યાગી મહર્ષિઓ પ્રત્યેનો સદ્ભાવ મંદ પડતો જાય છે, પવિત્રક્રિયા–અનુષ્ઠાનોમાંથી ઉગતી પ્રજા દૂરનીદૂર થતી જાય છે, ત્યાં આપ જ વિચારો કે પ્રખરજ્ઞાની અને ત્યાગી–વૈરાગી સાધુમહારાજની કેટલી જરૂર છે! વળી ખુશી થવા જેવું તો એ છે, કે પ્રજા આપને ચાહી રહી છે, વાટ જોઇ રહી છે, કે આપ કયારે મુંબઈમાં પધારો! આ બધું વાતાવરણ જોતાં અમને ચોક્કસ આશા છે, કે જો આપ ત્યાં પધારો તો પ્રભુશાસનની ત્યાં મહાન જ્યોત

પ્રસરે! ધર્મના ડંકા બજે! અને જૈનપ્રજામાં અનેરૂં આત્મબળ પ્રગટે." આવેલા શાસનપ્રેમી મહાગૃહસ્થોમાંથી એક બાહોશગૃહસ્થ સુરતવાળા બાલુભાઈએ મુંબઈની પરિસ્થિતિનો ટૂંકમાં ખ્યાલ આપી, આચાર્યભગવંતને મુંબઈ લઈ જવાનો મક્કમ નિર્ધાર જાહેર કર્યો.

"ભાઈ, જેવી ક્ષેત્ર ફરસના, કાલ કેવી ઉગે તેની કોને ખબર!"

"સાહેબ, એ વાત તો આપની બરાબર છે, પરંતુ આ આવતું ચોમાસુ મુંબઈમાં નક્કી." અને ત્યાં ચોમાસાની જય બોલાવી, મુંબઈના સંઘે અત્યંત હર્ષ અનુભવ્યો.

વાયુવેગે વાત ચોમેર પ્રસરી ગઈ. "પૂ. દાનસૂરીશ્વરજી મહારાજ મુંબઈ પધારે છે! સાથે તેમના શિષ્ય પં. શ્રીપ્રેમવિજયજી ગણિવર તથા રામવિજયજી મહારાજ પણ છે! જરૂર, મુંબઈનાં સદ્ભાગ્ય ખુલી ગયાં......." લોકોના મોઢે આજ વાતો સંભળાવા માંડી.

મંગલમુહૂર્તે, શુભદિવસે અને કલ્યાણ ચોઘડીયે પ. પૂ. આચાર્યભગવંત પોતાના સુવિશાળ મુનિમંડળ સાથે મોડાસાથી તરફ પુનિત-પ્રસ્થાન કરી ગયા.

* * *

મોહમહીપતિની રાજધાની સમી મુંબઈનગરીમાં ત્યાગી–વૈરાગી મુનિઓની જાણે વિશાળ સેના ઉતરી આવી. સાઠવર્ષની વૃદ્ધાવસ્થાએ પણ એ સેનાનો વીર સેનાની ઉગતી યુવાનીનું જોમ દર્શાવતો હતો. દીર્ઘચારિત્ર જીવનની પવિત્રતમ લાગણીઓ તેના સુવિશાળ મુખારવિંદ પર મૂર્તિમંત બની હતી. ઉગ્રતપશ્ચર્યાની તેજોમયતા તેના લોચનો પર સ્પષ્ટરીતે પથરાયેલી હતી.

મુંબઈના આંગણે આજે મહા–ઉત્સવનો આનંદ ઉભરાયો. કીડીઓની જેમ માનવો ઉલટવા લાગ્યા. પૂ. સૂરિદેવના નગર–પ્રવેશનો અભુતપૂર્વ સામૈયાનો વરઘોડો પાયધુની, ઝવેરીબજાર, કાલબાદેવીરોડ, ભૂલેશ્વર વગેરે રાજમાર્ગો પર થઈ પસાર થવા લાગ્યો. ઠેરઠેર ગહૂંલીઓ અને સોના રૂપાના ફૂલડાંથી સૂરીશ્વરજીનાં સબહુમાન વધામણાં કરી નારીવર્ગ કૃતકૃત્ય બની રહ્યો ! ગગનચૂંબી મહેલાતોની અટારીઓ અને ઝરૂખાઓ નરનારી અને બાળકોથી ખીચોખીચ દેખાતા હતા ! વાજિંત્રોના મધુરરવોથી વાતાવરણ અનેરો ઉલ્લાસ દાખવતું હતું. હજારોની સંખ્યામાં મનુષ્યોએ આ સામૈયાના વરઘોડામાં ભાગ લીધો હતો.

પ. પૂ. આચાર્યભગવંતની સાથે તેઓ શ્રીમદ્‌ના વિદ્વાન શિષ્યરત્ન સિદ્ધાન્તમહોદધિ પૂ પંન્યાસપ્રવરશ્રી પ્રેમવિજયજી ગણિવર, નિસ્પૃહાલંકાર મુનિવર્ય શ્રી મંગળવિજયજી મહારાજ, પ્રભાવક પ્રવચનકાર પૂ. મુનિશ્રી રામવિજયજી મહારાજ, વાઙ્ગમયવિશારદ પૂ૦ મુનિશ્રી જમ્બૂવિજયજી મહારાજ વગેરે મુનિપુંગવોનો દબદબાપૂર્વક નગરપ્રવેશ થયો. અને સામૈયું મુંબઈ-લાલબાગ ઉપાશ્રયમાં ઉતર્યું.

પૂજ્ય સકલાગમરહસ્યવેદી, તપોમૂર્તિ આચાર્યભગવંતે મંગલાચરણ કર્યું. પૂ મુનિવરશ્રી રામવિજયજી મહારાજે થોડોક સમય મંગલ-પ્રવચન કરી, મુંબઈની વિશાળ જનતાને આશ્ચર્યમુગ્ધ કરી; અને હંમેશા ચમત્કારી વાણી સાંભળવા આકર્ષિત કરી.

નગરની સારીયે ધર્માભિલાષી પ્રજામા ધર્મભાવનાનું ઘેરૂં ગુલાલ ઉડી રહ્યું; તપ-ત્યાગ અને વૈરાગ્યનાં ઢોલક બજી રહ્યાં; દાન-શીલના મંગલગીતોનું ગુંજન શરૂં થયું, અને લાલબાગ ઉપાશ્રય અપૂર્વ-આત્મોન્નતિ માટે સેંકડો સાધકોનું કેન્દ્રસ્થાન બની ગયું. મુંબઈની વિશાળ તત્ત્વપિપાસુ પ્રજાને પૂજ્યપાદ આચાર્યભગવંતના પ્રશિષ્યરત્ન પ્રખર વ્યાખ્યાનકાર

પૂ. મુનિરાજશ્રી રામવિજયજી મહારાજ અણમોલ ધર્મદેશના આપી મોહભુજંગોના વિષકુંડ નામશેષ કરી રહ્યા હતા. મોહવિષની મંદતા પડતાં કેઈ ભવભીરૂ આત્માઓ પૂ. સૂરીવર્યના ચરણોમાં આવી પવિત્રપ્રવજ્યા સ્વીકારીને ઠરવા માંડયા હતા.

પરંતુ આનાથી મોહમયીનગરીના સમ્રાટ મોહભૂપતિની અજ્ઞાનવિલસિત સેનામા ભયંકર ઉહાપોહ મચી ગયો; અને અંતરમાં સળગી ઉઠેલું એ તાંડવ દીક્ષાવિરોધરૂપે બહાર પ્રગટ થયું. વિરોધીમંડળ (યુવકસંઘ) ની સ્થાપના થઇ. અને વિવિધપ્રયત્નોથી દીક્ષાનો સખત વિરોધ થવા માંડયો. કલિકાળની કુડીરમત તે કેવી? કે આ વિરોધીમંડળમાં કેટલાક વેશધારી સાધુઓ પણ મળ્યા!

વર્તમાનમાં ચાલી પડેલા સમાજ–ઉત્કર્ષ, 'રાષ્ટ્રસેવા", "કેળવણી" વગેરેની આડંબરીવાતોના વહેણુ આજે શ્રમણ સંસ્થાની કેટલીક વ્યક્તિઓને પણ સ્પર્શી ગયાં છે. પરંતુ પ્લેટફોર્મ પર પગ પછાડી, મુઠી ઉછાળી સંગઠ્ઠન.... વ્યવસ્થા.... સમાજ–સેવા.... વગેરેની પોકળ વાતો પાછળ તેના હિમાયતિઓના આચરણમાં કેવી કાલિમા અને હ્રદયમાં કેવી સ્વમહત્તાદિની

પાપવાસનાઓ ભરાઇ બેઠી છે, તેની જાંચ સમાજ ક્યારે કરશે ? તેમજ જ્યારે મહાવીરદેવના શ્રમણવેશમાં રહીને પણ આ ફટાટોપમાં અંજાઇ જાય અને તે મુજબ પોતે કહેતા-ફરતા થઈ જાય તો એ વેશની વફાદારી ક્યાં રહી ? પરંતુ કલિકાળના પ્રભાવે પવિત્ર દીક્ષામાર્ગનો વિરોધ કરતા યુવક સંઘને પણ એવા જ શ્રી મહાવીરદેવના વેશને બેવફા વેષધારી કહેવાતા સાધુઓ ભેટી ગયા ! સામસામા મોરચા મંડાયા. એકબાજુ લાલબાગ ઉપાશ્રયમાં પૂ. મુનિરાજ-શ્રી રામવિજયજી મહારાજનાં પરમપવિત્રપ્રવ્રજ્યાની હિમાયત કરતાં રોચક પ્રવચનોનો જોરદાર પ્રવાહ શરૂ હતો, જ્યારે બીજીબાજુ આ ધસતા પ્રવાહને ખાળવા માટીના બંધ-બાંધવાની ચેષ્ટા કરતું વિરોધીમંડળ દિન-પ્રતિદિન પરાજયના રોષમાં ઉગ્રતાને ધારણ કરતું ચાલ્યું. પરંતુ મહાપ્રવાહની સામે બિચારી પોચી માટીની પાળનું શું ગજું ?

ધર્મરંગે રંગાયેલું મુંબઇ આ વિરોધના વાવંટોળથી ગમગીન બન્યું. શ્રીસંઘના કેટલાક અગ્રણી-ગૃહસ્થો વધુ ચિંતાતુર બન્યા. તેમને લાગ્યું કે "જો લાલબાગમાં આવાં પ્રભાવિક પ્રવચનો ચાલુ જ રહેશે, તો પ્રજામાં ઉશ્કેરાટ વધી જશે, અછાજતું ધાંધલ મચશે

અને તેથી પરિણામ કટુ નિપજશે". એમ વિચારણા કરી એક કમિટિની યોજના કરી. શાની કમિટિ? વ્યાખ્યાન બંધ કરાવવાની! અને તે લોકો પહેલા પહોંચ્યા ગોડીજી ઉપાશ્રયે. જઇને કહ્યું કે "હાલનું વાતાવરણ જોતાં અમને એમ લાગે છે. કે આપનાં વ્યાખ્યાનો બંધ રહેતો સારૂં." આમેય અહિંના ઉપાશ્રયમાં સભા તૂટી જ ગયેલી હતી! અને આ બાજુ જો સમિતિની માગણીનો સ્વીકાર કરી લે તો શાંતિ સ્થાપવાનો જશ મલે! પછી કોણ ના પાડે? એટલે કહી દીધું કે 'ભલે, તમારી તેવી મરજી હોય તો તેમ. વ્યાખ્યાનો બંધ રહેશે.'

કમિટિના મેમ્બરો પોતાની જિતના ગર્વમાં ને ગર્વમાં હવે આવ્યા લાલબાગ ઉપાશ્રયમાં!

"સાહેબજી, કૃપાકરીને હમણાં થોડાક દિવસ જો વ્યાખ્યાનો બંધ રહે તો શહેરમાં ચાલેલું ધાંધલ મંદ પડે." શ્રાવકોએ નમ્રતાથી આચાર્ય મહારાજ આગળ પોતાની અરજી પેશ કરી.

પરંતુ મદોન્મત્ત હાથીઓના ગર્જારવ સામે કાનનકેસરી જેમ ભયંકર ત્રાડ પાડી ઉઠે, તેમ શ્રાવકોના આવાં ધર્મક્રિયાના અવરોધક વચનો સાંભળતાં પૂ૦ સૂરિદેવશ્રીના હૃદયમાં જલતી શાસનરક્ષાની તમન્ના શબ્દરૂપે બહાર આવી. એઓશ્રીની વીરગર્જના વ્યાખ્યાનકાર

મુનિપુંગવશ્રી રામવિજયજી મહારાજે કહી સંભળાવી. "વ્યાખ્યાનો બીલકૂલ બંધ નહિ થાય. ચાહે તમારે વ્યાખ્યાનમાં ન આવવું હોય તો ભલે, અમારા સાધુઓ વ્યાખ્યાન સાંભળશે. ભગવાનશ્રી જિનેશ્વરદેવે ફરમાવેલ એકાંતે આત્મહિતકારી નિત્ય અનુષ્ઠાન બંધ નહિ જ રહી શકે. જ્યા પરમાત્માશ્રી ત્રિલોકનાથના ઉચ્ચતમશાસનના પવિત્રતમસિદ્ધાન્તોનું છડેચોક ખૂન થતું હોય, ત્યાં તમને આ કાયરતાના બોલ સુઝે છે? તોફાનીઓનું તોફાન અટકાવવા પરમ સત્યોનું પ્રકાશન કરતા વ્યાખ્યાનો બંધ કરાવવાનું સુઝે છે? જાઓ, ગભરાશો નહિ, અંતે પ્રભુશાસનનો જ જય છે."

પૂજ્યશ્રીની આ અચલ નિડરતાનો પડઘો એવો પડયો, કે વિરોધીઓની દલાલી લઇ આવેલા આગેવાનો પૂજ્યશ્રી તરફ ખૂબજ આકર્ષાયા, અને શાસનમાર્ગના ચુસ્ત બની ગયા! એમણે સામે જઇ કમિટિને કહી દીધું કે, "અમારાથી આ કાર્ય નહિ બની શકે." પ્રભુશાસનની અવિહડ ભક્તિની સાધનામાં વચ્ચે આવતા વિઘ્નપિશાચોનો સામીછાતીએ કરેલો સામનો સ્વ-પરના આત્માની મહાનકલ્યાણકારી તેજસ્વિતાનો પ્રભા-પૂંજ પાથરે છે.

જેમ સમ્રાટચક્રવર્તિની સેનાની સતત કૂચકદમ જોઈ આખો દિવસ ભસતું કૂતરૂં આંતરડા બહાર નિકળી પડતાં મરણને શરણ થાય છે, તેમ ચક્રવર્તિસમા પ્રભુશાસનની સામે ભસતા વિરોધીઓની દશા પણ તેવી જ કારમી સર્જાય છે. તોફાન શાંત પડ્યું. અને વર્ષોથી દીક્ષામાર્ગથી ગભરાતી પ્રજામાં એ માર્ગે જવાનું જોમ અનેરૂં ખીલી ઉઠ્યું. જેના પરિણામે મુનિરાજશ્રી ભદ્રંકરવિજયજી (વર્તમાનમાં પંન્યાસ), મુનિશ્રી મલયવિજયજી, મુનિશ્રી વલ્લભવિજયજી તથા મુનિશ્રી હંસવિજયજીની ભાગવતી દીક્ષાઓ થઈ. તદુપરાંત સાગરજી મહારાજના સમુદાયમાં એક ભાઈને દીક્ષા આપી મુનિ શ્રી હંસસાગરજી બનાવ્યા.

૮૬ ની સાલનું ચોમાસુ પુરૂં થયું. અને સંવત ૧૯૮૭ની સાલના કાર્તિક વદ ત્રીજના પુણ્યદિવસે પરમકૃપાનિધિ પૂ. આચાર્યદેવ શ્રી વિજયદાનસૂરીશ્વરજી મહારાજે પોતાના પરમવિનેય સિદ્ધાંતમહોદધિ પંન્યાસજીશ્રી પ્રેમવિજયજી ગણિવરને પંચપરમેષ્ઠિના ચતુર્થપદે આરૂઢ કર્યા; અને પ્રખર વક્તા પૂ. મુનિરાજશ્રી રામવિજયજી મહારાજને પંન્યાસપદ પ્રદાન કર્યું. ધર્માનુરાગથી આકર્ષાયેલી પ્રજાએ આ પદવી સમારંભનો મોંઘેરો અવસર ખૂબજ ઉલ્લાસથી ઉજવ્યો.

હવે પૂજ્યશ્રીએ મુંબઈથી વિહાર કરી, મુંબઈનાં પરાઓ તરફ પ્રયાણ કર્યું. દાદર, સાન્તાક્રુઝ વગેરે સ્થળોની સ્પર્શના કરી, તેઓશ્રી અંધેરી પધાર્યા. પૂર્વની યોજના મુજબ અહિં શ્રી મણિલાલ કરમચંદ સંઘવીના બંગલાની જગામાં ઉપધાન તપનું. આરાધન શરૂ થયું. જેમાં અનેક દાનવીર ગૃહસ્થોએ પોતાની લક્ષ્મીને પાણીની જેમ વહેવડાવી અપૂર્વ લાભ ઉપાર્જ્યો. જે ઉપધાનમાં સંખ્યાબંધ ભાઈબહેનોએ આરાધના કરી હતી. માગસર સુદ ૧૦ ના દિવસે માળારોપણનો મહોત્સવ ઉજવાયો. આ આબાદ ઉપધાન એવાં થયેલાં કે અદ્યાપિ ભારતની જૈન પ્રજા તે તપની અનુમોદનાથી ગાંડીઘેલી બની રહી છે. માળારોપણના ઉત્સવ પ્રસંગે ચારમુમુક્ષુ ભાગ્યવાનોની ભાગવતી દીક્ષાઓ થઈ, જેઓના શુભનામ મુનિશ્રી મૃગાંકવિજયજી, મુનિશ્રી રૂપવિજયજી, મુનિશ્રી રત્નાકરવિજયજી, તથા મુનિશ્રી સોમવિજયજી રાખ્યાં.

હવે પ. પૂ૦ સિદ્ધાન્તમહોદધિ પરમવાત્સલ્યસિન્ધૂ ઉપાધ્યાયજીશ્રી પ્રેમવિજયજી ગણિવર તેઓશ્રીના વિદ્વાન શિષ્યરત્ન પૂ૦ પંન્યાસશ્રી રામવિજયજી ગણિવર વગેરે મુનિવરો સાથે મુંબઈથી વિહાર કરી ગયા; અને સિદ્ધગિરિ તરફ વિહારનું વહેણ વાળ્યું.



પૂજ્ય સ્વ૰ આચાર્યદેવ શ્રીમદ્વિજય
**ક્ષમાભદ્રસૂરીશ્વરજી મહારાજ.**

પૂ૦ આગમપ્રજ્ઞ આચાર્યદેવ શ્રીમદ્વિજય
**જંબૂસૂરીશ્વરજી મહારાજ.**

આ બાજુ પરમગીતાર્થ સુવિહિતાગ્રણિ આચાર્યભગવંતશ્રી વિજયદાનસૂરીશ્વરજી મહારાજા પોતાની આંખના મોતીયાના હિસાબે પાછા મુંબઈ–લાલબાગ ઉપાશ્રયમાં પધાર્યા. તેઓશ્રીની સાથે પરમવિદ્વાન આગમપ્રજ્ઞ મુનિશ્રી જંબુવિજયજી મહારાજ વગેરે મુનિ મંડળ હતું; જે મંડળ પૂજ્યશ્રી આચાર્યભગવંતનો પડયો બોલ ઝીલી લેવા તત્પર રહેતું; પૂજ્યશ્રીની પુનિતસેવા–ભકિતમાં દિનરાત તૈયાર રહેતું. ૮૭ની સાલનું ચાતુર્માસ અહિંયાં થયું. તે દરમ્યિાન પરમકૃપાવારિધિ પૂજ્યપાદ આચાર્ય ભગવંતે પોતાની વયોવૃદ્ધ અવસ્થાએ કઠોર વર્ષીતપનો પ્રારંભ કર્યો.

કેવો તપશ્ચર્યાનો રંગ! કેવો અનેરો પ્રેમ, કે આટલા ઉચ્ચપદે અનેક પ્રકારની જવાબદારીઓના વહન કરવા સાથે એક ઉપવાસ અને એક પારણું! તે પણ એકાદ બે દિવસ નહિ, એકાદ બે મહિના નહિ પણ તેર–તેર મહિના સુધી! પોતાના જીવનમાં તપશ્ચર્યાનું કઠોર આચરણ કરતા, તેવું જ તેમની નિશ્રામાં રહેલા સાધુસમુદાય પણ પૂજ્યશ્રીના આદર્શજીવનનું નિમિત્ત પામી વિવિધતપ તપી રહ્યો હતો. કોઇપણ સાધુને

નવકારશીનું પચ્ચક્ખાણ તો જવલ્લેજ હોતું; માત્ર ગ્લાનતા કે એવા કોઈ વિશિષ્ટ કારણ સિવાય. વળી પૂજ્યશ્રીનો કડપ પણ એવો જ હતો કે સાધુને નવકારશીનું પચ્ચક્ખાણ કરતાં પહેલાં મનમા સો વિચાર કરવા પડતા. પૂજ્યશ્રીની એ માન્યતા બરોબર સત્ય હતી કે નવકારશી સાધુજીવનના મુખ્ય અંગભૂત સ્વાધ્યાયની વિઘાતક બને છે. છે પ્રભાતમાં ઉચ્ચસ્વાધ્યાયના ઘોષ જગાવવાના હોય, તે પ્રભાતે ઉઠીને આ ખાવાનો ધંધો ? પર્વતિથિએ તો મોટે ભાગે આંયબીલ કે ઉપવાસથી ઓછું પચ્ચકખાણ સાધુઓને હોતું જ નહિ. કેમ ન હોય ? જેમનો નાયક આટલી વૃદ્ધાવસ્થાએ પણ જ્યારે નિયમિત કઠોરતપનું આચરણ કરતો હોય ત્યાં તેના અનુયાયીઓ શું ખાન-પાનની લ્હેર ઉડાવે ?

એક વખતનો પ્રસંગ છે. પૂજ્ય આચાર્યભગવંતના શરીરમાં મેદ વધતો હતો, પૂજ્યશ્રીએ જોયું કે સાધુજીવનમાં આતો એક મહાઉપાધી ! વિહાર સમિતિગુપ્તિ બરાબર પાળવી વગેરેમાં મેદ બાધક છે. આથી સ્થિરવાસનો પણ પ્રસંગ આવી જાય. તેથી એઓશ્રીએ એક વૈદ્યની સલાહ લીધી આમાં શું ઔષધ કરવું ? સાધક આત્માને વૈદ્ય પણ કેવો સરસ

મલી ગયો ! કે તેણે હસતાં હસતાં કહી દીધું “ મહારાજ સાહેબ ઔષધ તો તમારી પાસે જ છે ! મારી પાસેથી શું લેશો ! ” પૂજ્ય આચાર્ય દેવેશ સમજી ગયા ! તેજીને માત્ર ટકોરો બસ ! બીજે જ દિવસથી તેઓશ્રીએ છઠ્ઠ અને અઠ્ઠમો જેવી આકરી તપસ્યાઓ ઝુકાવ્યે રાખી ! ખરેજ, શરીરને એવું તો આ ઔષધ ઠીક લાગુ પડી ગયું. કે શરીરનું વજન ખૂબજ ઘટવા માંડયું અને તે પૂજ્યશ્રીને એવું ગમી ગયું કે તપનું ઔષધ લંબાવ્યે જ ગયા.

કેવી સાધનાની સુંદર તમન્ના ! સયંમજીવન, વિહાર, સમિતિગુપ્તિ, માટેની કેવી ચાહના અને તકેદારી ! જેથી એ પુણ્યપુરૂષને અતંકાળ સુધી સ્થિરવાસ કરવાનો અવસર જ ન આવ્યો.

૮૭ની સાલનું ચાતુર્માસ મુંબઇ કરી, પૂજ્યશ્રીએ સુરત તરફ વિહરી ગયા.



[ ૧૬ ]

# શાસનના શૂરવીર સુભટ.

રસ્તામાં શારીરિક અશક્તિ વગેરેનો હુમલો હોવા છતાં આત્મિક જોમ પ્રબળ હોવાથી પૂ૦ પરમજ્ઞાનસિન્ધુ આચાર્ય ભગવંતે વિહાર સતતપણે ચાલુ રાખ્યો. વર્ષીતપનું પારણું સિદ્ધગિરિમાં કરવાની ભાવના હોવાથી પૂજ્યશ્રીએ સુરતથી વિહાર કરવાની તૈયારી કરી; પરંતુ આંગણે આવેલા કલ્પતરુને કોણ એમનેએમ જવા દે ? સુરતના સંઘે પૂજ્ય કરુણાનિધિ આચાર્યદેવના ચરણોમાં પડી વિનતિ કરી કે વર્ષીતપનું પારણું સુરતમાં થવું જોઈએ. સંઘનો અતિ આગ્રહ દેખી પોતાની સિદ્ધાચલ જવાની ભાવના માંડવાળ કરી, અક્ષય-તૃતીયાના દિવસે વર્ષીતપનું પારણું સુરતમાં કર્યું. સંઘમા આ નિમિત્તે મહાન ઉત્સવ થયો, પ્રભુભક્તિના મેઘ વરસ્યા.

૧૯૮૮ ની સાલનું ચાતુર્માસ વઢવાણ શહેરમાં પસાર કર્યું. અને ૮૯ ના કાર્તિક

માસમાં પૂજ્યશ્રી પોતાના સુવિશાળ પરિવાર સાથે સિદ્ધગિરિની પાવન ભૂમિમાં પ્રવેશ્યા. સિદ્ધાચલની શિતળ છત્રછાયામાં પૂ૦ આચાર્ય ભગવંતના હાથે ઉપધાન તપની આરાધના થઇ, અને માળારોપણનો અપૂર્વ પ્રસંગ ઉજવાયો. આ ઉપરાંત પૂજ્યશ્રીએ પોતાની તબિયત નાદુરસ્ત હોવા છતાં, જાણે કાયાની કંઈ જ ન પડી ન હોય, તેમ નિર્જરાની અપૂર્વ ધગશથી આત્મબળને આશરે શ્રી સિદ્ધાચલજીની યાત્રાઓ પગે ચઢીને જ કરી.

આ શું બતાવે છે? કેવળ એક આત્મોન્નતિની જ ચિંતા! કર્મનિર્જરાનો જ લીધેલો ભેખ! વિનશ્વર કાયામાં શાશ્વતધર્મની કમાણી કરી લેવાની જ લાલસા! ખરેખર, પૂજ્યપાદ સૂરીશ્વરજીનું મંગલજીવન શાસ્ત્રોક્ત સંયમ અને સાધનાના કોટિ કોટિ આત્મપુરુષાર્થથી જ ભરચક હતું, તેથી જ તે જીવન અદ્દભૂત અને અપૂર્વકોટિની વાતો આપણને કહી જાય છે. આત્માની અખંડ આરાધનાના પ્રેમીજનો આરાધનાની આડે આવતી કાયા તરફથી સુખ-શીલતાની આડખીલીઓને ગણકારતા- નથી; બલ્કે તે વખતે વધુ ઉગ્રતાથી કર્મસત્તા સામે આત્મસાધનાનો સંગ્રામ ખેલી લે છે, અને અપૂર્વ વિજયનો મહાનંદ માણે છે! જિન-

શાસનની આ એક અદ્‌ભૂત વિશેષતા છે, કે એ પ્રભુશાસનની નગરીમાં પ્રવેશેલા મહર્ષિઓ કાયાને સમૂળગી વિસારી આત્મસાધનાના વિકટ ચીલે અવિરત પગલે વિચરે છે; ઘોર ઉપસર્ગને સહર્ષ સ્વીકારે છે; અને મૃત્યુને મિત્રતુલ્ય માની તેની ભીતિ વિના કર્તવ્યપંથને વળગી રહે છે.

વળી અહિંયાં બે મુમુક્ષુ ભાઇઓની દીક્ષાઓ પૂજ્યશ્રીના પાવનહસ્તે થઈ. એમાં એક હતા રાધનપુરના વતની મુક્તિલાલ અને બીજા હતા પંજાબના લઘુરામજી. બન્નેનાં નામ અનુક્રમે મુનિશ્રી મુક્તિવિજયજી અને મુનિશ્રી લાભવિજયજી રાખવામાં આવ્યા.

આ અરસામાં, વડોદરા રાજ્યમાં દીક્ષાપ્રતિબંધક નિબંધ કાયદાનું સ્વરૂપ ન લે, તેના સત્વરે પગલાં લેવા માટે પૂ૦ ચરિત્રનાયક સૂરીશ્વરજીએ વડોદરા તરફ ઝડપી કૂચ કરી. વળી પ. પૂ૦ શાંતમૂર્તિ બહુશ્રુત આચાર્યદેવશ્રી મેઘસૂરીશ્વરજી મહારાજ, તથા કવિકુલ-કીરિટ આચાર્યદેવશ્રી લબ્ધિસૂરીશ્વરજી મહારાજ પણ આ જ કારણે વડોદરા આવી લાગ્યા, અને યોગ્ય પ્રયાસો શરૂ કર્યા. પરંતુ આજના જડવાદના ઝંઝાવાતમાં તે પ્રયાસો કંઈ કારગત નિવડ્યા નહિ.

વૈશાખ માસના અંતે પ. પૂ૦ સૂરિપુરંદર શ્રી વિજયદાનસૂરીશ્વરજી મહારાજે પોતાના બહોળા પરિવાર સાથે ખંભાત પધાર્યા. ચાતુર્માસ બેસે તે પૂર્વે પૂ૦ આચાર્યદેવેશે બે મુમુક્ષુઓને પવિત્ર પ્રવ્રજ્યા સમર્પી અને મુનિરાજશ્રી ત્રિલોચનવિજયજી તથા મુનિરાજ શ્રી પુષ્પવિજયજી બનાવ્યા. ચાતુર્માસ દરમિયાન શ્રાવકવર્ગને અનેક પ્રકારની ધર્મસાધનાનું અમૃતપાન કરાવી પૂજ્યપાદ આચાર્યદેવશ્રીએ ચાતુર્માસ પૂર્ણ કર્યું. મહા મહિનામાં ત્રણ મુમુક્ષુ ભાગ્યવાનોને દીક્ષા આપી, ભવસાગરથી પાર ઉતારનારી સંયમનાવમાં બેસાડયા. તે ત્રણ સંયમી આત્માઓના પુણ્યનામ અનુક્રમે મુનિશ્રી જિનવિજયજી મુનિશ્રી જયવિજયજી તથા મુનિશ્રી મતિવિજયજી રાખ્યાં.

આ રીતે ૮૯ની સાલનું ચાતુર્માસ ખંભાતમાં કરી પૂ૦ સૂરિપુરંદર ૯૦ની સાલમાં અમદાવાદના નગરશેઠ શ્રી વિમલભાઈની વિનંતિથી મુનિસંમેલનમાં ભાગ લેવા રાજનગર તરફ પધાર્યા. ફાલ્ગુન માસમાં મુનિસંમેલન ભરાયું. તેમાં અગ્રગણ્ય નવ સૂરિવર્યોની એક સમિતિ રચાઈ; જેમાં પ. પૂ૦ ચરિત્રનાયક સૂરીશ્વરજીનું પણ એક સ્થાન હતું. જે સ્થાનને એઓશ્રીમદે અવસરોચિત સિદ્ધાન્તરક્ષાના સૂર કાઢીને દીપાવ્યું. તે આ રીતેઃ—

સંમેલનમાં શાસન અને શાસ્ત્રોના અનેકવિધ પ્રશ્નોની છણાવટ શરૂ થઈ. ત્યાં કેટલાક પ્રસંગો એવા ઉપસ્થિત થયા કે જેમાં પ્રભુશાસનની સત્ય સનાતન વાતોને સીધી કે આડકતરી રીતે અન્યાય મળવા જેવું ચરિત્રનાયક પૂ૦ સૂરિદેવને દેખાયું. એમનાથી એ સહાયું નહિ; અને નિડરતાથી તેનો પ્રતિકાર કર્યો.

પૂ૦ સૂરિદેવશ્રીનું અપૂર્વ વ્યક્તિત્વ અને ભવ્ય પ્રતિભાનો ઉગ્ર પ્રતાપ અસહ્ય હતો. તીથિચર્ચા અને દેવદ્રવ્યના પ્રશ્નોનો નિવેડો લાવવાનો પ્રસ્તાવ પૂજ્યશ્રી તરફથી પેશ થયો; પરંતુ બીજા આચાર્યો તરફથી 'આ તો માત્ર તપગચ્છનો પ્રશ્ન છે, અહીં તો બીજા ગચ્છવાળા પણ છે....' એમ કરીને એ પ્રસ્તાવ ભીનો સંકેલાયો. જેનું પરિણામ આજે કેવું કરુણ દેખાય છે. જો પૂ૦ આચાર્યદેવ શ્રી વિજયદાનસૂરીશ્વરજી મહારાજની દીર્ઘદ્રષ્ટિને અવકાશ મળ્યો હોત તો આજની આ દેખાતી અનર્થકારિતા ન સર્જાત, એમ કહી શકાય. છતાં બીજી બાબતોમાં અંતે થયો શાસનનો જય; અને સંમેલન પૂર્ણ થયું. પૂજ્યશ્રીના પરિશ્રમે દેવદ્રવ્યાદિના ઠરાવો ઠીકઠીક પસાર થયા.

વડાદરામાં પ્રવેશ થયો તે વખતના સામૈયાનું દૃશ્ય.



શ્રી જિનશાસનના એક મહત્વપૂર્ણસ્થાને રહેલ વ્યકિત પર એ શાસનરક્ષાની કેટલી જવાબદારી રહેલી હોય છે, કે અવસરે પ્રભુશાસન પ્રત્યે થતા અનિચ્છયની પ્રહારો વિરોધાત્મક પ્રવૃત્તિઓ અને એવી જ બીજી ઉત્સૂત્ર કે પાપ પ્રરુપણાઓની સામે જો આ જવાબદાર વ્યકિતઓ જેહાદ ન પોકારે, તેનો જબ્બર સામનો ન કરે, તો પ્રભુશાસનની જવાબદારી કયાં સાચવી ? પૂજ્ય સ્વર્ગીય સૂરીશ્વરજી પોતાની આ જવાબદારીથી સદૈવ જાગ્રત રહી, પ્રભુશાસનની અપૂર્વસેવા બજાવતા હતા. જે આપણને તેમના જીવનમાં ઠેર ઠેર જોવા મલે છે.



[ ૧૭ ]

# સ્વર્ગસ્થના પ્રભાવક પટ્ટાલંકાર.

૧૯૯૦ની સાલનું ચાતુર્માસ અમદાવાદમાં થયું. વિહારની તૈયારીઓ થઇ. વિહારની દિશા હારીજ તરફની હતી. કેમકે હારીજમાં તૈયાર થયેલા નૂતનજિનાલયની પુણ્યપ્રતિષ્ઠા પૂજ્યપાદ આચાર્યદેવશ્રીના વરદહસ્તે કરાવવાની સંઘની પ્રબળ અભિલાષા હતી. અમદાવાદથી મહેસાણા, ચાણસ્મા, કંબોઈ વગેરે ક્ષેત્રોને પાવન કરતા કરતા પૂજ્યશ્રી હારીજના પાદરમા આવી લાગ્યા. શ્રીજૈન સંઘે પૂ૦ સૂરીશ્વરજીના અક્ષત અને સોનારૂપાનાં ફૂલોથી વધામણાં કર્યાં; અને વાજતેગાજતે પૂજ્યશ્રીનો નગર પ્રવેશ કરાવ્યો.

પ્રતિષ્ઠા મહોત્સવ ધામધુમથી ઉજવાયો; અને શુભમુહૂર્તે પ્રભુબિંબની મંદિરપ્રતિષ્ઠા થઈ. પછી પૂજ્ય પ્રભાવક સૂરીશ્વરજી, શ્રેષ્ઠિવર્યશ્રી નગીનદાસ કરમચંદ સંઘવીના આગ્રહથી પાટણ કેસરબાઈ જ્ઞાનમંદિરમાં સ્વર્ગીય સુસદ્ધર્મરક્ષક પૂજ્ય આચાર્યદેવશ્રી કમલસૂરીશ્વરજી

મહારાજની મૂર્તિની પ્રતિષ્ઠા નિમિત્તે પાટણ પધાર્યા. ત્યાં શાસનપ્રભાવક પૂજ્ય આચાર્ય દેવશ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ પણ પધાર્યા. બન્ને સૂરિપુંગવોનું પુણ્ય મિલન થયું. તે બંન્નેના સુભગ સાનિધ્યમાં ભવ્ય સમારોહ સાથે ગુરૂમૂર્તિની પ્રતિષ્ઠા થઈ. જેમાં બહાર-ગામનું પણ ઘણું લોક આવેલું. વળી આ સાથે કેસરબાઈ જ્ઞાનમંદિરનું ઉદ્‌ઘાટન પણ થયું. આજ વખતે શ્રેષ્ઠિશ્રી મણિલાલ કરમચંદ સંઘવીના ધર્મપત્નિ મણિબેનના તપની પૂર્ણાહૂતિ નિમિત્તે ઉદ્યાપનનો અપૂર્વ–ઉત્સવ ઉજવાયો. શાસનનો મહાન ઉદ્યોત ઝળકી ઉઠયો ! ફાગણ માસની આ વાત. ત્યાં તો ચૈત્રમાસની શાશ્વતી ઓળી આવી પહોંચી.

રાધનપુરથી શ્રીસંઘના આગેવાન ગૃહસ્થોએ પાટણ આવી પૂજ્ય આચાર્યભગવંતશ્રી વિજયદાનસૂરીશ્વરજી મહારાજને રાધનપુર પધારવાનો અતિઆગ્રહ કર્યો. પૂજ્યશ્રીએ વિનંતિને લક્ષ્યમાં લઈ રાધનપુર તરફ વિહાર લંબાવ્યો. રાધનપુર તો કાગના ડોળે રાહ જોઈ રહ્યું હતું કે અમને આવા સૂરીરત્નનાં ઘરઆંગણે દર્શન ક્યારે થાય ? વિશાળ મુનિ મંડળનો લાભ કયારે મલે ? ત્યાં તો મનોરથમાળા ફળી; અને સૂરિદેવ રાધનપુર આવી

પહોંચ્યા. શ્રીસંઘે ખૂબ ઉલ્લાસથી પૂજ્યશ્રીનું સ્વાગત કર્યું; અને ઠાઠમાઠથી સામૈયું કરી ગામમાં પ્રવેશ કરાવ્યો.

× × ×

વિદ્યુતના ચમકારા જેવું આ માનવનું જીવતર ! કોઈ અણધારી પળે એ જીવતરનો દીવો મૃત્યુંના અંધકારમાં વિલીન બની જાય....ત્યાં શા ભરોસા આ જીવતરના ? માટે શાણો માનવી તો એ, કે જે ક્ષણજીવી વિજળીના ઝબુકામાં તીક્ષ્ણ દૃષ્ટિથી પોતાના કર્તવ્યમાર્ગનું શોધન કરી તેના પર આરુઢ થઈ જાય. પછી ભલેને અંધકારનાં સામ્રાજ્ય આવી જાય, પેલો તો પોતાની રાજમાર્ગે અવિરત પ્રયાણથી ચાલ્યો જ જવાનો !

સ્વ. સૂરીશ્વરજી મહારાજ પણ એવા જ શાણા મહાપુરૂષ હતા. જેમ પૂર્વના રાજવીઓ માથામાં ધોળાવાળને જોતાં તેને જમનો દૂત જાણી નિજના કર્તવ્ય માર્ગે લાગી જતા, અને અપૂર્વ આત્મસાધનામાં લીન બનતા; તેમ પૂજ્યશ્રીને પણ પોતાની જરાવસ્થા મૃત્યુના એંધાણ આપતી હતી; તેથી એ મહાપુરૂષના હૃદયમાં પોતાના આશ્રિત શ્રમણ

સમુદાયની ભાવિ–ચિંતાનો પ્રશ્ન ઉપસ્થિત થયો. પણ તેમ છતાં એમને સારાયે ગચ્છનું આધિપત્ય દીપાવી શકે, ગચ્છનું સંચાલન શોભન રીતે કરી શકે તેવી વ્યક્તિની શોધ કરવી પડે એમ નહોતી. તેઓશ્રીની અંતઃચક્ષુઓ શાસ્રદ્રષ્ટિમાં પોતાના પ્રથમ શિષ્યરત્ન પ્રશાંતરસપયોધિ ઉપાધ્યાયજી શ્રી પ્રેમવિજયજી ગણિવર પર ઠરેલી હતી. કેમકે તેઓશ્રીએ જોયું હતું કે " આમનામાં ગચ્છને સારણા–વારણા કરવાની આવડત અનોખી છે, પુણ્યબળ અને વાત્સલ્ય પ્રબળ છે. સંયમના તો મહાન ખપી છે! હૈયું સાગરશું ગંભીર છે. હૃદય આકાશવત્ વિશાળ છે, જીવન સ્ફટિકવત્ નિર્મળ છે અને બુદ્ધિવૈભવ તો ખરેખર વિબુધ-જનને આશ્ચર્યકારી છે ! જેમનો વ્યવહાર મધુરનીતિને અવલંબે છે, જેમનું ચારિત્ર કડકાઈને અપનાવે છે....ગચ્છનાયક તરીકેની યોગ્યતાનો વિકાસ સર્વાંગી છે " આ વિચારણાથી પ્રફુલ્લ થઈ ગયેલું તેમનું ચિત્ત પાછું મુંઝાવા માંડયું. તેઓશ્રીથી અજાણ નહોતું કે આ ઉપા-ધ્યાયપદે પણ કેટલી મુશીબતે આરુઢ કર્યા છે! તો પછી પંચપરમેષ્ઠિના મહામૂલા તૃતીયપદે આરુઢ થવા તો એ કેમ જ તૈયાર થશે?

પરંતુ, જ્યારે એમણે નજીકમાં આચાર્યપદારોહણ માટેનું એક ઉત્તમ મુહૂર્ત જોયું, ત્યારે તો પદપ્રદાન કરવા માટે નિર્ધાર કરી લીધો; મનમાં દૃઢ સંકલ્પ કરી, ગામના આગેવાન ગૃહસ્થોને બોલાવીને કહ્યું. "જુઓ, ભાઈઓ, તમારે પાટણ જવું પડે એમ છે."

"હાજી, સાહેબ. તૈયાર છીએ."

"ત્યાં જઈને ઉપાધ્યાયજી શ્રી પ્રેમવિજયજીને તાબડતોબ વિહાર કરાવીને અહીં તાબડતોબ લાવવાના છે." આ પૂર્વે જ શ્રાવકો સાથે આચાર્ય ભગવંતને વાતચિત થઈ ગઈ હોવાથી એ કહેવાની જરૂર ન પડી કે અહિંયાં શા માટે તેમને બોલાવવામાં આવે છે. એટલું સૂચન કરેલું કે 'હવે આ કામમાં વિલંબ ખેંચાય એમ નહિ હોવાથી, તેમજ મુહૂર્ત પણ બહુ સુંદર આવવાથી (કે જે મુહૂર્તની વિશિષ્ઠતા શાસ્ત્રે બીજી બાબતોના અપવાદ કર્યા છે.) ઢીલ કરવાની નથી. બાકી એમના ધ્યાન પર આ વસ્તુ લાવવાની નથી."

શ્રાવકો પાટણમાં પૂ૦ ઉપાધ્યાયજી મહારાજ પાસે આવ્યા. બીજી કોઈ ગંધ પ્રસાર્યા વિના પૂ૦ આચાર્ય ભગવંતનો માત્ર રાધનપુર આવવાનો આદેશ કહી દીધો. ભાવિના

ભીતરની પૂ૦ ઉપાધ્યાયજી મહારાજને કયાં ખબર છે ? એ તો ગુરુમહારાજના આદેશાનુસાર તુરત જ દોઢ દિવસનો ઉગ્ર વિહાર કરી રાધનપુર પધાર્યા; અને ભવોદધિતારક પૂ૦ ગુરુદેવશ્રીના ચરણોમાં ઝુકીને ઉભા.

મહાકરુણાનિધિ પ. પૂ૦ આચાર્યદેવે પોતાની સમક્ષ અંજલી જોડી બેઠેલા ઉપાધ્યાયજીને પોતાની મનોગત ભાવનાઓથી વાકેફ કર્યા; ત્યાં તો ઉપાધ્યાયજી મહારાજ ચોંકયા ! ભરમ જાણી ગયા, કે મને શા માટે જલ્દીથી અહિંયાં બોલાવવામાં આવ્યો ! તેઓશ્રીની મુખમુદ્રાપર ચિંતાની રેખાઓ અંકિત થઈ, પોતાના છદ્મસ્થ આત્મામાં તેમણે અનંતદોષોનો ભાર જોયો, તેની સામે આ આચાર્યપદના મહાજવાબદારીભર્યા ઉચ્ચસ્થાનને માટે પોતાની જાત અયોગ્ય લાગી. ગુરૂદેવના ચરણે હૃદય પોકારી રહ્યું હતું કે ' સાહેબજી માફ કરો, મારી આ યોગ્યતા નથી....' પરંતુ અહીંતો કડક શિસ્ત ધરાવનાર ગુરૂમહારાજ હતા. એમને આમની ઇચ્છા કયાં જોવી હતી ! એક જ વાત હતી, કે ' તમારે આ લેવાનું છે !' પછી, ગુરુઆજ્ઞા આગળ જીવનભર શિરઝુકી રહેલા આ આદર્શ વિનમ્ર શિષ્યને

ક્યાં કાંઈ બોલવું જ હતું ? આજ્ઞા તહત્તિ જ કરવી રહી ! પરંતુ તેમનું હૃદય તો દ્રવી રહ્યું હતું.

ખરે જ, આ એક મહાનતાની પરાકાષ્ઠાનો ઉચ્ચ ગુણ છે, કે મહાગુણસંપન્ન એવી પોતાની જાતને નિર્ગુણ સમજવી ! કેવી આ લઘુતાની હિરાકણી !

ચૈત્ર સુદ ચતુર્દશીનું મંગલ પ્રભાત પ્રગટયું. આખુંયે રાધનપુર હર્ષના હિલોરે ચઢ્યું. વાયુવેગે ગામમાં અને આજુબાજુના ગામોમાં સમાચાર પહોંચી ગયા હતા. વળી વિશેષતા તો એ હતી કે આ વખતે નરોતમદાસ મનસુખલાલના આમંત્રણથી મુંબઈ શ્રી નવપદ આરાધક સમાજ તરફથી શાશ્વતી ઓળીનો ઉજવાઈ રહ્યો હતો. વિશાળ માનવસમુદાય એકઠો થયો. મંગલ શકુનો-ચિહ્નો થવા લાગ્યા; અને ત્યાં ચતુર્વિધ સંઘની વચ્ચે, પરમાત્માની સમક્ષ પ. પૂ૦ પરમગીતાર્થ સકલાગમરહસ્યવેદી સૂરીશ્વરજીએ નતમસ્તકે અને અંજલીબદ્ધ ઉભેલા ઉપાધ્યાયજી શ્રી પ્રેમવિજયજી ગણિવરને આચાર્યપદથી અલંકૃત કર્યા. અને હવેથી ઉપાધ્યાયજી શ્રી પ્રેમવિજયજીનું નામ 'સિદ્ધાન્તમહોદધિ આચાર્યશ્રી

વિજયપ્રેમસૂરિજી' એ પ્રમાણે જાહેર કર્યું સાથે પૂ૦ પં. શ્રી મહારાજ રામવિજયજી ગણિવરને ચતુર્થ ઉપાધ્યાયપદ ઉપર સ્થાપન કર્યા.

× × × ×

પરમ પ્રૌઢગીતાર્થ સ્વ. પ. પૂ૦ આચાર્યદેવ શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી મહારાજના સ્વર્ગગમનબાદ તેઓશ્રીના ગચ્છનું આધિપત્ય તેઓશ્રીના પટ્ટાલંકાર સિદ્ધાન્તમહોદધિ પ. પૂ૦ આચાર્યદેવ શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજા દીપાવી રહ્યા છે.

આજથી ચોપન વર્ષ પૂર્વે સિદ્ધાચલની સુવર્ણ–ભોમ પર તેઓ સંસારી મટી સંયમી બન્યા. તરુણવયના એ મુનિશ્રી પ્રેમવિજયજીએ સંયમજીવનના પ્રથમ દિવસથી જ તારક ગુરૂદેવ પ્રત્યેના અનહદ ભકિતભાવના દીવા પોતાના જીવનમંદિરે પ્રગટ કર્યા હતા. જેના પ્રતાપે તેઓશ્રીએ આજે પ્રૌઢ પાંડિત્ય અને અગાધ બહુશ્રુતતા હસ્તગત કરી છે. જેના પ્રતીકરૂપે તેઓશ્રીએ લખેલા અતિસૂક્ષ્મતત્ત્વવિષયક ગ્રન્થો સંક્રમકરણ ભાગ ૧–૨, કર્મસિદ્ધિ, માર્ગણાદ્વાર વિવરણ વગેરે, અને સંપાદિત કરેલા ગ્રન્થો ષડ્દર્શન, કર્મપ્રકૃતિ–પંચસંગ્રહ,

નિશીથચૂર્ણિ વગેરે આપણને જોવા મલે છે. કર્મપ્રકૃતિ તથા પંચસંગ્રહ જેવા મહાતાત્વિક ગ્રંથરત્નો તો તેઓશ્રીને જાણે આત્મસાત્ છે! તેથી એ વિષયમાં આજે તેઓશ્રી અદ્વિતીય નિષ્ણાત તરીકે જૈનસમાજમાં સુપ્રસિદ્ધ છે.

તેઓ શ્રીમદ્‌ની સ્વાધ્યાયરુચિ કોઈ ઉત્કટકોટિની છે! એ સાથે અન્ય સાધુ શ્રાવકોના હૃદયમાં તેવી સ્વાધ્યાયરુચિ પ્રગટાવવાની આ સૂરિવર પાસે અદ્‌ભૂત કળા છે. જેના પ્રતાપે વર્તમાનમાં તેઓશ્રીના બસોથી ઉપરાંત સુવિશાળસંખ્ય શ્રમણો અપૂર્વજ્ઞાન ઉપાસના કરી રહ્યા છે. આજે તેઓશ્રીની પાસે ન્યાય, વૈષેષીક, વેદાંત, સાંખ્ય વગેરે ષડ્‌દર્શનના પ્રખર અભ્યાસી. જૈનાગમોના તલસ્પર્શીજ્ઞાતા, પ્રકરણ ગ્રંથોના વિશારદ, સંસ્કૃત વ્યાકરણના કોવિદવૈયાકરણો વગેરે વિવિધવિષયમાં વિદ્વાન મુનિપુંગવો રહેલા છે. એમના અનેક પ્રખરવકતાશિષ્યો તેમની કીર્તિને દિગંતવ્યાપી કરી રહ્યા છે. તે ઉપરાંત કવિત્વશકિતવાળા, વિવેચકો, લેખકો, વિચારકો પણ વિપુલસંખ્યમુનિવરો છે.

તેઓશ્રીના જીવનમાં સતત અને સખત તપશ્ચર્યાનું આચરણ પણ દ્રષ્ટિગોચર થયા

વિના રહેતું નથી. પચાસ-પચાસ વર્ષથી તેઓ એકાશનાનો નિયમિત તપ તપી રહ્યા છે. પર્વતિથિએ ઉપવાસ અને આયંબીલ તો જાણે નક્કી જ ! આજે તેઓશ્રીની વૃદ્ધાવસ્થા હોવા છતાં પણ એક યુવાનને શરમાવી દે તેવું અદ્ભૂત તપોબળયુકત જીવન આપણા માટે આદર્શરૂપ બની રહ્યું છે. એ આદર્શજીવનના ચીલે ચાલી તેમના કેટલાયે સાધુઓ ઉગ્ર તપશ્ચર્યામાં રત છે. વર્ધમાનતપની દીર્ઘઓળીઓના અનેક ઉપાસક મુનિવરો તેઓશ્રીની પાસે છે. તે ઉપરાંત બીજી પણ અનેકાનેક તપશ્ચર્યાઓ કરનારા સાધુઓ મોટી સંખ્યામાં છે.

સંસારમાંથી ભવ્ય જીવોનું ઉદ્ધારણ કરી સંયમના પંથે ચઢાવવાની તો અજોડ લબ્ધિ તેઓશ્રીને વરેલી છે ! ઉછળતા લોહીવાળા, તે પણ મેટ્રીક કે કોલેજ સુધીના વ્યવહારિક શિક્ષણને પામેલા અનેકાનેક શ્રીમંત યુવાનોએ તેઓશ્રીનાં ચરણોમાં પોતાનાં જીવન સમર્પિત કરેલાં છે, જે તે સૂરીશ્વરજીના સર્વજ્ઞશાસ્ત્રાનુસારિતામય આદર્શત્યાગમય, ભવ્યવાત્સલ્યમય અને નિષ્કલંક બ્રહ્મચર્યમય જીવનને આભારી છે. સંસારમાંથી કેવળ ઉદ્ધાર કરી સંયમના મહેલમાં લાવ્યા તેટલું જ નહિ; પરંતુ એ સંયમી સાધુઓ કેમ સંયમ-સ્વાધ્યાય, તપ-

ત્યાગ, જ્ઞાન-ધ્યાન અને અપ્રમત્તક્રિયાશિલ અને તેની પૂર્ણ તકેદારી તેઓશ્રીના હૈયે વસેલી છે. તે માટે સાધુઓને પોતાની પાસે વારંવાર બોલાવીને નીતરતા વાત્સલ્યથી, છલકતા પ્રેમથી તેમને પુનઃપુનઃ પ્રેરણા અને પ્રોત્સાહન આપે છે! એનો જ આ રૂડો પ્રતાપ છે, કે કેઇ વિદ્વાનો, તપસ્વીઓ, વ્યાખ્યાતાદિના સમુદાયરૂપ સંયમી સાધુઓ તેઓશ્રીનો પડતો બોલ ઝીલવા કટીબદ્ધ છે.

પ્રશમકુંડમાં સર્વાંગી સ્નાન કરતી તેમની મુખમુદ્રા તો ખરે જ નાના બાળકનેય આકર્ષે છે! પાસે તાણી લાવે છે અને પોતાનું અમીપાન કરાવે છે! આશ્રિતોના પોતાના પ્રત્યે ઢગબંધ ગુનાઓને માફ કરવાનું ઉદાર હૃદય તો જાણે તેઓશ્રીના આત્માનું આભૂષણ જ છે! કેમકે તેઓ જગતને જોવા કરતા પોતાના આત્માનું જ અંતઃનિરીક્ષણ કરવાનું શ્રેષ્ઠ માને છે. અને જગતના અજ્ઞાન પામર જીવને તુચ્છકારવા કરતાં આવકારીને તેને હિત પમાડવામાં જ શ્રેય ગણે છે. સંયમને અતિચારો કલંકિત ન કરી જાય તે માટેની જાગૃત સાવધગિરિ તેમના જીવનમાં પ્રત્યક્ષ દેખાઈ આવે છે. બાહ્યભાવો તરફનો ઉદાસીન-

ભાવ અને આંતરશત્રુઓ—આહારાદિસંજ્ઞાઓ અને ક્રોધાદિકષાયોનો નિગ્રહ તો તેમના જીવનમંત્રો છે. તે માટેનો ધરખમ પુરુષાર્થ હરહંમેશ તેઓશ્રી ખેડી રહ્યા છે.

નિસ્પૃહતા અને નિરાભિમાનતા તો તેમની પરમ—આરાધ્ય દેવીઓ છે ! જેની ઉપાસના ડગલેનેપગલે તેઓશ્રી કરી રહેલા છે. સહિષ્ણુતા તેમના આત્માના પ્રદેશે પ્રદેશે જાણે વણાઈ ગઈ ન હોય તેમ તેઓશ્રીનો જીવનકાલ બતાવી રહ્યો છે. તૃતીય આચાર્યપદની ફરજોનાં અચૂકપાલને તેમના આત્માને પ્રભુશાસનના અજોડસ્તંભ બનાવ્યા છે અને અણુમોલ જવાહર જેવા કરી શાસનના સાચા પ્રદ્યોત કરનારા કર્યા છે.

ખરેખર ! સ્વર્ગીય સૂરિરાજે જૈનશાસનને કેવી અદ્‌ભૂત અને ભવ્ય બક્ષીસ કરી ! પોતાના સ્થાને આવા ઉચ્ચતમ ગુણનિધિ ગચ્છનાયક સ્થાપી, પોતાની ગૌરવગાથાને લોકજીહ્વાગ્રે નૃત્ય કરતી બનાવી છે.

સ્વર્ગીય સૂરીશ્વરજીએ પોતાના જીવનકાળ દરમિયાન ક્રિયાઉદ્ધારનું જે અનુપમ કાર્ય બજાવ્યું હતું, તે તો પ્રભુશાસનની એક ભવ્ય સેવા હતી. સાધુઓના યોગોદ્‌વહનમાં જે

મિષ્ટાન્ન ત્યાગની પ્રતિજ્ઞા સાથે ભગીરથ પુરૂષાર્થ આદર્યો હતો. તેઓશ્રીએ જીવનભર ફ્રૂટ-ત્યાગ, મેવોત્યાગ, મિષ્ટપદાર્થોનો ત્યાગ અને બીજી જુદી જુદી વસ્તુઓનો થોકબંધ ત્યાગ કરી જિહ્વા-ઈન્દ્રિય પર અવર્ણનીય વિજય પ્રાપ્ત કરેલો છે. પ્રભુશાસનનો અવિહડ પ્રેમ તેમના હ્રદયમાં સદૈવ ઝગમગે છે. જેના પ્રતાપે અનેકાનેક શાસનપ્રભાવક કાર્યો તેમના પાવન હસ્તે થઈ રહ્યાં છે.

છેલ્લા પાંચ વર્ષથી તેઓશ્રીએ અર્વાચિનકાળે નૂતન પ્રણાલિકા સર્જતું એક મહાનકાર્ય શરૂ કર્યું છે, અને તે કાર્ય છે મુમુક્ષુ પાઠશાળાનું. જે પાઠશાળામાં અનેકાનેક સુખી ગૃહસ્થોના યુવાનપુત્રો જોડાય છે, પૂ૦ આચાર્યદેવશ્રીના સાનિધ્યમાં શાસ્ત્રીય અધ્યયન કરે છે, અને જીવનને ઉચ્ચતમ બનાવવાના પ્રયત્નોમાં લાગી જાય છે. આ પાંચ વર્ષના ગાળામાં આ ભવ્ય યોજનાના અમલથી ત્રીસથી-પાંત્રીસ જેટલા સંસ્કારી અને ખાનદાન, શિક્ષીત અને સુખી, ઉગીને ઉભા થતા યુવાનો પૂજ્યપાદ આચાર્ય ભગવંતના ચરણે, પવિત્ર પ્રવ્રજ્યા સ્વીકારી આવી ગયા છે.

પૂ૦ આચાર્ય ભગવંતની કાર્યકુશળતા પણ ભારે ! અનેકાનેક શાસનરક્ષાના પ્રસંગોમાં તેઓશ્રીએ કુનેહથી સરળ માર્ગો કાઢયા છે. મુખ્ય વાત તો એ છે, કે વિરોધી માણસ તેઓશ્રીની સન્મુખ આવતાં જ ઠંડોગાર બની જાય છે ! અને શાંતચિત્તે પૂ૦ આચાર્ય ભગવંતની અમૃતસમ વાણીને સાંભળી આકર્ષાઇ જાય છે. કહો કે પૂ૦ શ્રી આચાર્યદેવ જિનશાસનના એક જાદુગર છે ! તેમનો જાદુ છે તેમનું જીવન ! તેમનું ડાકલું છે સંયમ અને વૈરાગ્ય ! તેમનો પાવો છે અગાધ શાસ્ત્રજ્ઞાન અને વાત્સલ્ય ! જેમ મદારીના પાવાથી ફણિધર ડોલી ઉઠે તેમ પૂજ્યશ્રીના આ પાવાથી મોહવાસનાથી ફણિધર જેવા પણ મનુષ્યો ડોલી ઉઠે છે ! વૈરાગ્યના ડાકલાથી વિષયાંધો પણ ધુણી ઉઠે છે ! અને તેમના જીવનના જાદુથી એ મનુષ્યો ધર્મવશ થઈ જાય છે !

ખરેખર, સ્વર્ગીય સૂરિપુરંદરના આ પટ્ટાલંકાર સૂરિવર્ય જિનશાસનના સાચા શણગાર છે ! અણનમ સુભટ છે ! નિડર મહારથી છે ! અને પરમ સેવક છે !

# સૂરિજીવનના ઝરૂખેથી...

માનવજીવન એ એક કુસુમવન છે. અને આત્મા તેનો માળી છે. કુસુમવનનું સારૂં કે નરસું સર્જન કરવું તે માળીને આભારી છે.

કુસુમવનમાં વાવવાનાં બી વિશ્વબજારમાં વિલક્ષણ રીતે પ્રાપ્ત થાય છે. અમૃત બી વિષબીજના જેવાં દેખાય છે. જ્યારે વિષનાં બી અમૃતબીજનો ભાસ કરાવે છે, કુસુમવનનો માળી જો વિશિષ્ટ પરીક્ષક ન હોય તો તેનું જીવનરૂપી કુસુમવન વિષમય વૃક્ષોથી પલ્લવિત શું. પણ ફાલ્યું ફુલ્યું બની જવાનું.

અનંતકાળના તિમિરભર્યા ઇતિહાસમાં આવાં વિષમયજીવનનાં સર્જન કરી દુઃખી બનેલો આત્મા અમૃતમયજીવન નંદનવનનું સોણલું પણ કેમ જોઇ શકે?

પરમકૃપાનિધિ સકલાગમરહસ્યવેદી પરમગીતાર્થ પ્રૌઢપ્રતાપી પૂજ્યપાદ આચાર્ય

ભગવંતશ્રી વિજયદાનસૂરીશ્વરજી મહારાજા જ્યારે એક કાબેલ માળી હતા. જેમણે પોતાના જીવનનંદનવનનું એવું મહાન સર્જન કર્યું, કે જે કુસુમવનના મનોરમ–નાજુક છોડવાઓ પર સુંદર ગુણોના પુષ્પ જુથો પોતાની સુવાસની મોહક–માધુરી વિશ્વના વાતાવરણમાં પ્રસારી રહ્યા હતા.

તેઓશ્રીમાં નક્કરજ્ઞાનવિશદતા અપૂર્વ હતી. આગમગ્રન્થોનું ઉંડું રહસ્યમયજ્ઞાન તેમને વહાલથી વરેલું હતું. વૃદ્ધાવસ્થામાં પણ તેમની સ્મરણ શકિત એવી જ્વલંત હતી કે કયા ગ્રન્થમાં કયો શાસ્ત્રપાઠ પડેલો છે, તે સ્પષ્ટ રીતે કહી શકતા, વળી યાદશકિત પણ એવી જ દુર્જેય હતી. જેના પરચારૂપે જ્યારે પૂજ્યશ્રી મારવાડ પ્રદેશમાં વિચરી રહ્યા હતા; ત્યારે ધનારીના શ્રીપૂજને જ્યોતિષ વિષયકનો વાદ કરી સજ્જડ હાર આપી હતી.

આવીજ રીતે ડભોઈમાં ત્રણથોઈઆઓને પણ પરાસ્ત કર્યા હતા. સાતરમાં પાયચંદ-ગચ્છીઓને પૂજ્યશ્રી ચરિત્ર નાયકે સૈદ્ધાન્તિકવાદમાં પરાજિત કરી શાસનની વિજયપતાકાને ઉન્નત રાખી હતી.

સુગુણોના રોહણગિરિસમા એ મહાસૂરિદેવનું જીવન પરમનિર્દોષ અને આદર્શ હતું. પ્રભુશાસનના અગ્રગણ્યસ્થાનને દીપાવતા એ મહાપુરૂષની નિસ્પૃહતા અને સાદાઈ તો ગજબની જ હતી! ગાયકવાડ નરેશ સાથેના પ્રસંગમાં તેમની નિસ્પૃહતાની ચમક અજબ રીતે ઝગમગી હતી. સંસારની લાહ્યમાંથી દોડીને શરણે આવેલા આશ્રિતવર્ગ પ્રત્યે તેઓશ્રીની સહૃદયતા અનોખી હતી. આશ્રિત શ્રમણ સમુહને કેવળજ્ઞાનધ્યાન અને ચારિત્રના સુવિશુદ્ધ અધ્યવસાયની સીડીએ કેમ ચઢાવવા તે માટેના તનતોડ પ્રયત્નો સૂરિદેવના જીવનમાં સ્પષ્ટ દેખાતા હતા.

સંયમજીવનના પ્રત્યેક અનુષ્ઠાનોની અપ્રમત્ત આરાધનાનું જોમ સહવર્તિસાધુઓના મસ્તક ડોલાવી દેતું હતું પરમતારક ગુરૂદેવ પ્રત્યે સેવા–ભક્તિ અને આંતરબહુમાનનો રંગ ચોળમજીઠનો હતો. સેવામાં તો ઠેઠ ગુરૂજીના કાલધર્મ સુધી એક અદનાશિષ્ય તરીકે આદર્શ સેવા બજાવી. જ્યારે બહારના માણસો આ સૂરિદેવને ગુરૂમહારાજના ચરણોમાં એક પરમવિનમ્ર સેવક થઇ બેઠેલા જોતા, ત્યારે તેમને થતું કે ' આ તે કયા દાનવિજયજી મહારાજ! કયાં એમની કડકાઇ! અને કયાં આ વિનમ્રતા!'

સાધુજીવનની ચર્યામાં પૂ૦ સ્વ૦ સૂરિવર્ય અત્યંત કડક રહેતા. કસમયે (બપોરે–સાંજે) સ્ત્રીજાતિ ભૂલેચૂકે જો ઉપાશ્રયના બારણામાં દેખાય તો તેઓશ્રી ત્રાડ પાડી ઉઠતા. સાધુઓના સ્વાધ્યાયસમયે શ્રાવકો આવી આવીને આડી અવળી વાતોના તડાકા મારતા, જો પૂ૦ આચાર્યદેવના જોવામાં આવતા, તો તો તેના બારજ વાગી જતા ! અંતરમાં આશ્રિતોપ્રત્યેની કેવળ એક વાત્સલ્યબુદ્ધિથી–હિતમતિથી બાહ્યરીતે કડકાઇ તેમને યોગ્ય લાગતી હતી. કેમકે ચારિત્રની નિર્મળતા આવી કડકાઇમાં જ સાંગોપાંગ સચવાઈ રહે છે. નહિતર ફેશન અને વિલાસીના આ ભયાનક યુગમાં પ્રચ્છન્ન પાપો કેવાં ગુપ્ત રીતે પ્રવેશી શકે છે, તેનો ખ્યાલ સહેજે આવી શકે એમ છે.

પૂજ્યશ્રીની અમાપ અને અખંડ સ્મરણશકિત ભલભલાને ચકિત કરતી હતી. એના પ્રતાપે તે કાલના સમાનકાલીન સાધુઓ તરફથી પૂજ્યપાદને પૂછવામાં આવેલા સૈદ્ધાન્તિક તેમજ પ્રકરણ વિષયક પ્રશ્નોના નિપૂણ પ્રત્યુત્તરો તેઓશ્રી સરળતાથી આપી શકતા. તે ભવ્યપ્રતિભા તેમણે રચેલા 'વિવિધપ્રશ્નોત્તર' ગ્રંથના બે ભાગ વાંચવાથી સમજી શકાશે.

હૈયાના ઉંડાણમાં વસી ગયેલા પ્રભુશાસનના સંરક્ષણ માટે તો તેઓશ્રી પોતાની સર્વશકિતથી સામનો કરવા સદૈવ કટિબદ્ધ રહેતા. અને આ મહાગુણ તેમની જીવનમંઝીલમાં ઠેરઠેર આપણા દ્રષ્ટિપથે આવે છે. ખંભાતમાં પૂ૦ મુનિશ્રી કાન્તિવિજયજી મહારાજ (હાલમાં પંન્યાસ)ની દીક્ષા પ્રસંગે, દીક્ષાના થયેલા સખત વિરોધના વંટોળવચ્ચે જે ધીરતા, નીડરતા અને અડગતા પૂજ્યશ્રીએ બતાવેલી, તેની સ્મૃતિ સરખી પણ આજે હૈયાને ધ્રુજાવી નાખે છે ! અમદાવાદમાં પણ પૂ૦ તિલકવિજયજી મહારાજ (વર્તમાનમાં પંન્યાસ) ની દીક્ષાના વિરોધ સામે યાવત્ કોર્ટના દરવાજે જવામાં પણ શાસનના અવિચ્છિન્ન સિદ્ધાન્તની રક્ષાકાજે તેઓશ્રી ડર્યા નહોતા. અને અંતે વિજયને પ્રાપ્ત કર્યો હતો. મુંબઇમાં યુવકમંડળના તોફાનોની સામે પણ પૂ૦ આચાર્ય ભગવંતની મેરૂવત્ નિશ્ચલતાએ તોફાનીઓના પાણી ઉતાર્યાં હતાં.

મુનિસંમેલનમાં ખોટી શરમનાં અંચળા નીચે છુપાવા વિના સ્પષ્ટ પણે શાસ્ત્ર–સિદ્ધાન્તોની સનાતનત–સત્યતાનો પ્રકાશ પાડી પ્રભુશાસનને થતો અન્યાય અટકાવ્યો હતો.

આવા આવા તો કેઈ પ્રસંગો તે મહાપુરૂષના નિડર અને નિશ્ચલ જીવનને આજે પણ પ્રત્યક્ષ કરાવી રહ્યા છે.

ઔદાર્ય, ગાંભીર્ય અને મહાધૈર્યનો ત્રિવેણીસંગમ સૂરિદેવના જીવનમંદિરને એક મહાતીર્થની ઝાંખી કરાવી જતો.

તે સ્વ૦ સૂરિશેખર પોતાની પાછળ પણ એવો ચમકતો શ્રમણ–સમુહ મૂકી ગયા છે. આજે તેમાંના વિદ્યમાન બહુશ્રુત આચાર્ય ભગવંતો, ઉપાધ્યાય ભગવંતો, પંન્યાસપ્રવરો તથા વિશાળ મુનિમંડળ પ્રભુશાસનની અપૂર્વ ઉન્નતિ સર્જી રહ્યાં છે. જેમાંનાં કેઈ મુનિવરો ઉગ્રતપશ્ચર્યામયજીવન ગુજારી રહ્યા છે, કેઈ ભવ્ય જિનાગમોના તલસ્પર્શીજ્ઞાનમાં મગ્ન છે, કેઇ ત્યાગ અને વૈરાગ્યનું મુંગુજીવન જીવી રહ્યા છે ! જ્યારે કેઇ સાધુમહારાજાઓ શ્રી જિનશાસનની ગજબનાક પ્રભાવના કરી રહ્યા છે. આજે એ સ્વર્ગીય પરમગીતાર્થ સૂરીપુરંદરના પટ્ટાલંકાર સૂરિસમુહાલંકાર સિધ્ધાન્તમહોદધિ પૂ૦ આચાર્યદેવશ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજ સર્વાધિકસંખ્યશ્રમણગચ્છના અધિપતી છે.

પંજાબ, મારવાડ, માળવા, ગુજરાત, કાઠીયાવાડ મહારાષ્ટ્ર વગેરે ભારતવર્ષના જુદા જુદા ભાગોમાં પૂ૦ સ્વ૦ આચાર્ય ભગવંત ઉગ્ર વિહારે વિચરી; વિષયકષાયમાં મગ્ન થયેલા, મોહપાશમાં મૂઢ થઇ ફસેલા અને મિથ્યામાર્ગને પનારે પડેલા કેઇ બિચારા ભવ્ય-આત્માઓનો હાથ ઝાલી, સન્માર્ગના ચીલે ચઢાવ્યા, વૈરાગ્યનાં નીર સીંચ્યાં, સદ્જ્ઞાનનાં અમૃતપાયાં અને અજોડ જિનમાર્ગની પીછાન કરાવી આત્મકલ્યાણના સોપાન નીકટ કર્યા. જિનાગમસારગર્ભિત રોચક સદુપદેશથી એ ધન્યપુરુષે ખરેખર, ભારતવાસીઓ પર અનહદ-ઉપકાર વહાવ્યો હતો.

અહો ! એ મહાસંતે તો આત્મકલ્યાણનું સોનેરી પ્રભાત પ્રગટાવ્યું ! વૈરાગે છલકાતું મનમોહકગાણું લલકાર્યું ! મુક્તિપંથનું મહાપ્રસ્થાન પ્રારંભ્યું ! તત્ત્વજ્ઞાનના તેજસ્વી દીવડા પ્રગટાવ્યા ! માનવના મહાકર્તવ્યોનું સુભાન કરાવ્યું ! સંસારસાગરમાં ઝોલા ખાતું અમારૂં જીવનસુકાન સમાલ્યું ! મોહની ઘેરી અસરને મીટાવી નિર્મોહીનું દર્શન કરાવ્યું ! અનંતકાલથી ચાલી આવતી સંસારયાત્રાને અટકાવી અનંતમય શિવાલયનો રાજમાર્ગ ચીંધ્યો !

ખરેખર ! હૃદય ઓવારે છે, એ મહાપુરુષના ધન્યજીવન પર !

લોચનો હર્ષાશ્રુ સારે છે, એ પુણ્યપુરુષની સુગુણમાધુરી પર !

મસ્તક અવનત બને છે; એ ધન્યપુરુષના અનંત ઉપકાર પર !



[ ૧૯ ]

# મહાપંથનો યાત્રી.

રાધનપુરમાં ઉપધાનતપ વગેરે અનેક વિધ શાસન પ્રભાવનાઓ કરાવવા પૂર્વક ૯૧ ની સાલનું ચોમાસુ પૂર્ણ થયું અને મહાસત્વશાલી, વિરાગી વણઝારના વીરસેનાની પ. પૂ૦ આચાર્ય ભગવંતશ્રી વિજયદાનસૂરીશ્વરજી મહારાજા પોતાના સુવિશાળ શિષ્ય પરિવાર સાથે શંખેશ્વરજી મહાતીર્થની પુણ્યભૂમિ તરફ પધાર્યા.

આ બાજુ, સિદ્ધાન્તમહોદધિ આચાર્યદેવશ્રી વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજા પણ તારક ગુરૂદેવશ્રીની પાવનનિશ્રામાં પાટણથી વિહાર કરી આવી પહોંચ્યા. શ્રી શંખેશ્વરજીની પાવન ધરાપર સ્વર્ગસ્થ આચાર્ય ભગવંતનો સુવિશાળ શિષ્ય-પરિવાર ભેગો થયો. અનેરા આનંદનું વાતાવરણ વિસ્તર્યું. ત્રિલોકનાથ પરમાત્માશ્રી શંખેશ્વર-પાર્શ્વનાથ ભગવાનની ભકિત-સરિતામાં મુનિગણે સર્વાંગીણ આત્મસ્નાન કર્યું.

કેટલાક દિવસો વીત્યા, વિહાર શરૂ થયો, અને ધામા મુકામે ખંભાતના અગ્રગણ્ય શ્રાવકો આવી લાગ્યા. ખંભાતમાં થનાર ઉદ્યાપન-મહોત્સવના પુણ્ય-પ્રસંગે પૂજ્ય આચાર્ય ભગવંતને પધારવા ખૂબખૂબ આગ્રહથી વિનંતિ કરી. પરંતુ ધામાથી ખંભાત છેટું ! અને હવે ઝડપથી વિહાર કરી મહોત્સવ પ્રસંગે પૂજ્યશ્રી પહોંચી શકે તેમ શકય કયાં હતું ? તેઓશ્રીના દેહપર વૃદ્ધાવસ્થાનું એકચક્રી સામ્રાજ્ય છવાતું જતું જતું, કાયિક બળ ક્ષીણ થયે જતું હતું.

પરંતુ, કોઇને પણ ત્યાં મોકલવા યોગ્ય લાગવાથી પોતાના પરમ આજ્ઞાધારી મહા-વિનીત શિષ્યરત્ન આચાર્યશ્રી પ્રેમસૂરિશ્વરજી મહારાજને તથા ઉપાધ્યાયજી શ્રીરામવિજયજી ગણિવરને ખંભાતના મહોત્સવ પ્રસંગે જવા આજ્ઞા ફરમાવી.

ગુરૂમહારાજની શારીરિકપ્રકૃતિ જોતાં સેવકશિષ્યોને ગુરૂમહારાજને છોડી જવું ગમે કયાંથી ? પણ પૂજ્યશ્રીની આજ્ઞાને શિરોધાર્ય કરવીજ રહી ! પરંતુ વિનયાધિન શિષ્યરત્નોને કયાં ખબર છે કે પ્રાણપ્યારા ગુરૂદેવશ્રીના ચંદનવત્ શિતળ આદેશનું આ મધુરૂં શ્રવણ છેવટનું જ છે !

કાળની અદૃશ્યપાટીપર કોતરાયેલા જીવના જીવન લેખો છદ્મસ્થ કેમ કરી વાંચી શકે? એને કૈતવીલીલાનું મૂળસ્વરૂપમાં દર્શન મૂઢજન કેમ જ કરી શકે? એને તો બિચારાને વનવગડાના ચારે દિશામાં ભટકતા હરણીયાની જેમ જીવન જીવવું રહ્યું !

ગુરૂદેવના ચરણો ચુંમી નતમસ્તકે વિહાર કરી જતા પોતાના પરમ-શિષ્યરત્નોને યશોભદ્રસૂરિ મહારાજ અનિમેષનયને નિહાળી રહ્યા....જાણે આ નિરખણ અંતિમ કેમ ન હોય?

પણ હવે. કરાલકાળની ભેદનીતિને અહો! જાણે પરણી ન ગયા હોય તેમ આ સૂરિદેવ ધામાથી વિહાર કરી પોતાની જન્મભૂમિ ઝીંઝુવાડામાં પધાર્યા. વર્ષોનાં વહાણાં વીત્યા પછી, અગાધજ્ઞાન સંપત્તિને હસ્તગત કરી, સંયમનો સુશોભિત શણગાર સજી, આ તેજસ્વી ધર્મસમ્રાટ પોતાના અનેક વીરસામંત જેવા શિષ્યરત્નો સાથે અવતરી આવેલા જોઈ ઝીંઝુવાડા હર્ષથી નાચી ઉઠ્યું. હૈયાના હેતથી એ નરવીરનું સ્વાગત કર્યું, અક્ષત અને સિંદૂરના ઢગલા કરી નિજની ધન્યતા માની.

લંગોટીયા મિત્રોની સાથે આનંદકલ્લોલ કરતો; ઝીંઝુવાડાની વહાલી વસુંધરા પર ઉછરેલો ભારતનો આ લાડીલો સંત ખરેખર, છેલ્લે છેલ્લે જીવનના આરે પહોંચતા પહોંચતા પણ આવી પહોંચ્યો ! ત્યાગધર્મની લ્હાણી કરી, કેટલાક દિવસ જન્મભૂમિમાં ગુજારી પૂ૦ સૂરિવર્યે પાટડીના શ્રીસંઘની વિનંતિથી, ત્યાંના ધ્વજદંડની પુનઃ પ્રતિષ્ઠા પર પહોંચવા વિહાર લંબાવ્યો.

કાયાના શૈથિલ્યે વિહારનો વેગ ધીમો કર્યો હતો, ધીમેધીમે પાટડીના સીમાડે આવીને પૂજ્યશ્રી ઉભા. નરનારીઓ અને આબાલવૃદ્ધોએ પૂ૦ પરમકૃપાસિન્ધુ સૂરિદેવના ભાવભર્યાં સન્માન કર્યાં; અને પૂજ્યશ્રીનો ભવ્ય નગર પ્રવેશ કરાવ્યો.

મહોત્સવના મંગલમય દિવસો એક પછી એક વીતવા લાગ્યા. પ્રજામાં ઉલ્લાસની ભરતી પૂરજોસમાં હતી, પૂજા-પ્રભાવનાદિ કૃત્યોમાં સૌકોઇ પ્રભુભક્તિનો રસ લૂંટતા હતા. ત્યાં પોષ વદ ૧૪ ની સાંજે પૂ૦ આચાર્ય ભગવંતને અંગે તાવે દવ દીધા ! પરંતુ અમાવાસ્યાના દિવસે કંઈક શાન્ત પણ પડી ગયો.

મહાસુદ બીજની સવાર વિલક્ષણ પ્રગટી. જો કે સારૂંયે ગામ આજે ભવ્યઉત્સાહ સાથે જાગ્યું; કેમકે આજે જલયાત્રાનો મનોહર અને અભૂતપૂર્વ વરઘોડો નીકળવાનો હતો પરંતુ હૈયાનાહારસમા પ્યારા સૂરિદેવનું આજનું પ્રભાત અંતિમ અને એક જ હતું સ્વર્ગલોકના આવાસોમાં આ મહાસંતની રાહ જોવાઇ રહી હતી; જ્યારે મૃત્યુલોકનો માનવમહેરામણ આ યુગપુરૂષને આ અવનિપર અમર રાખવા મથતો હતો !

પ્રભાતકાલ સ્વાધ્યાયના ઘોષો વચ્ચે પૂર્ણ થયો. અને ગગનમંડલમાં સહસ્રરશ્મિનું પ્રયાણ ઝડપી બન્યું. સમયનો પ્રવાહ વહેતો રહ્યો. અને બપોરે એકવાગ્યાથી તો ઉપાશ્રય સ્ત્રી પુરૂષો અને બાળકોથી ભરાતો ગયો આંગણામાં જયજયધ્વનિ થવા માંડયા. બેન્ડવાજાઓના રાગરાગણીબદ્ધસૂરો વહેવા માંડયા. અને બે વાગતાં તો વ્યવસ્થિત રીતે વરઘોડો શરૂ થયો. ત્રિલોકપતિશ્રી જિનેશ્વરદેવોના જયજયના બુલંદધ્વનિ સાથે પ. પૂ૦ આચાર્યભગવંત પણ વિશાળ શિષ્યપરિવાર સાથે વરઘોડામાં પધાર્યા. મધ્યાહ્નના બે કલાક પર્યંત વરઘોડો પાટડીના રાજમાર્ગો અને શેરીઓમાં ફરી, પ્રભુશાસનની અપૂર્વપ્રભાવના પ્રસારી ઉપાશ્રયે આવી પહોંચ્યો.

श्रीमद्विजय दानसूरीश्वरजी महाराजनी
गुरु मंदिरो-गुरु मूर्तिओ.



ગામ બહાર પાદુકા. પાટડી.

સ્વ. સકલાગમ રહસ્યવેદી પૂજ્ય આચાર્યદેવ
મૂર્તિથી પ્રતિષ્ઠિત ગુ



પાટડી. ગુરૂ મંદિર.

ઉપાશ્રયના ઓટલે ઉભા રહી, સૂરિદેવ સુશોભિત રથમાં બિરાજમાન જિનેશ્વરભગવંતનાં દર્શન કરી વરઘોડાનું અનુપમ દ્રશ્ય નિહાળી રહ્યા. ઉપાશ્રયના આંગણે હસ્તીરત્ન ગેલ કરી રહ્યો હતો, બીજી બાજુ મંગલગીતોના સુમધુરસ્વરો કર્ણગોચર થતા હતા, બાળકોના જયજયારવના પહાડી–પડઘા આકાશમંડળને ધ્રુજાવી રહ્યા હતા. આ દ્રશ્ય ખરેખર સૂરિવર્યનું અનંતનાપ્રયાણનું ગીત ગાતું હતું. સ્વર્ગીયસૌન્દર્યનું દર્શન કરાવતું આ દ્રશ્ય સૂરિવર્યના ભાવિજીવનનું સુચન ન કરતું હોય, તેવું ભાસતું હતું.

સંધ્યાના મોહકરંગો દેખાડી રાત્રિનોકાળ પોતાનો કાળો ચોફાળ ધરતિને ઢાંકી રહ્યો. મોતના નિશાચરોએ પાટડીના પાદરમાં રોન લગાવવા શરૂ કર્યા

અને, ઉપાશ્રયમાં પાપપડલોને ધોતું પ્રતિક્રમણ શરૂ થયું. વયોવૃદ્ધ ભવ્યપ્રતિભાપૂંજ પૂ૦ સૂરિદેવની નિશ્રામાં શ્રમણ સમુહ પ્રતિક્રમણ કરી રહ્યો હતો. ક્રિયાનો પ્રવાહ 'વંદિત્તુ' સૂત્ર વટાવી આગળ વધ્યો શાંતચિત્તે અને સમાધિભાવે પૂ૦ આચાર્ય ભગવંત અપ્રમત્ત રીતે અનુષ્ઠાનની આરાધના કરી રહ્યા છે; ત્યાં 'સુઅદેવયા' ની સ્તુતિ આવી. અને તેના ઉચ્ચારમાં પૂજ્યશ્રીની જિહ્વા સ્ખલના પામી.

"વિસર્યો સુંઠ ગાંઠીયો કાને આવશ્યક વેળા જાણ્યો...." વજ્રસ્વામિજી કાને રાખેલો સુંઠનો ગાંઠીયો પ્રમાદવશ દિવસે ઉપયોગ કરવો ભૂલી ગયા, અને સાંજે આવશ્યક વખતે જાણ પડતાં પોતાનો અંતિમકાલ નિકટ છે, એમ નક્કી કર્યું. તેવીજ રીતે જિહ્વાસ્ખલન થતાં જ પૂ૦ સૂરિદેવશ્રીને પોતાના જીવનનો અંત નજીકમાં દેખાયો. સમુદાયને જણાવી દીધું કે તમે પ્રતિક્રમણ ચાલુ રાખો. મને જરા અસ્વસ્થતા લાગે છે; હું એક સાધુ સાથે જુદું પ્રતિક્રમણ કરી લઉં છું."

પૂજ્યશ્રીએ અંદરના ભાગમાં જઇ એક સાધુ સાથે પ્રતિક્રમણ પૂર્ણ કર્યું. અને સંથારા પોરિસી ભણાવી લીધી. સાધુઓને કહ્યું કે "હવે મને આરાધના કરાવો. મારૂં મન મારા જીવનની અસ્થિરતા સૂચવે છે." આમ કહી પોતે અંતિમ આરાધનાની કેડીએ ચઢ્યા. જીવન દરમિયાન થઈ ગયેલા દુષ્કૃતોનો ભારોભાર પશ્ચાતાપ કરવા સાથે સુકૃતોને સંભાળી સંભાળી તેની સુંદર અનુમોદના શરૂ કરી, અરિહંતાદિ ચાર શરણાંને આત્મસાક્ષીએ અંગીકાર કર્યા. અને સમાધિભાવમાં સ્થિત બન્યા. બાહ્યકાયાની અસ્વસ્થતાને જાણે સાવ વિસારી મૂકી હોય તેમ તેમના મુખ પર સમાધિભાવની રમ્યપ્રસન્નતા પ્રસરેલી હતી.

આજુબાજુ સાધુગણ દિઙ્મુખપણે બેસી ગયો. કોઇને કંઈ સુઝ પડતી નથી. પ્રભુશાસનના મહાસુભટને અચેતનવત્ દશામાં દેખી સૌકોઇના હૈયાં રડી રહ્યાં, શ્રાવકવર્ગ ગમગીન બની ગયો. પરંતુ તેથી શું ? કર્મના કારમા ઉદય જાગી ગયા પછી કોઇ કોઈને બચાવી શકનાર નથી. શ્રાવકોએ ડાકટરી ઉપચાર કરવા માટે હીલચાલ કરી, ત્યાં આ આરાધકસૂરિરત્ને ઘસીને ના પાડી.

શર્વરીની શાંતિ દુઃખદાયક બની, વ્યાધિએ ઉગ્રતા ધારણ કરી, પણ સૂરિદેવના પ્રશાંત મુખારવિંદ પર તો ભવ્યતા તે ભવ્યતા જ ! આ બાજુ અંતિમકાળના સૂરો ઘેરા બન્યા. ચક્ષુઓમાં ધવલતા સ્પષ્ટ બનતી ચાલી....શ્વાસની ગતિએ માઝા મૂકી....

મહાપંથનો યાત્રી ! તેણે આ ટૂંકીશી સંસારયાત્રાના પ્રયાણ થંભાવ્યા ! અનંતમયમોક્ષ તરફ મીટ માંડી....નવના ટકોરા હમણાં પડયા ન પડયા....પાંચ....દસ....અને પંદર મીનિટ વીતી ન વીતી....ત્યાં તો એમનો આતમરામ દૂર....દૂર....અત્યંતદૂર અમરોના ધામ પ્રતિ વિહરી ગયો....

ઘરના ઓટલે ૫–૭ વૃદ્ધાઓ ટોળેમળીને બેઠી હતી. સાધુઓને આવતા જોઈ તેમાંથી એક વૃદ્ધાએ ઉભા થઈ કહ્યું "જુઓ મહારાજ, આ સામેની ખડકીમાં જાઓ, ત્યાં ભીક્ષા મળશે." ગુરૂભાઈઓ વૃદ્ધાના કહેવા મુજબ તે ખડકી નજીક પહોંચ્યા. ખબર પડી કે આ તો મેશ્રી વણિકનું ઘર છે! પોતાના આચાર મુજબ 'ધર્મલાભ' નો ઘોષ કરી બન્ને ઘરમાં પ્રવેશ્યા.

ત્યાં તો શું જોયું ?

ઘરમાંથી એક જુવાનજોધ બાઈ હાથમાં લાકડી લઇ ધસી આવી અને આડુઅવળું બોલતી સાધુઓની પાછળ પડી! સાધુઓ પણ સ્રીનું આ સાહસ જોઈ, ઘરમાંથી તુર્ત જ પાછા નીકળી ગયા અને રાજમાર્ગ પર આવીને ઉભા.

ત્યાં પેલી વૃદ્ધાઓનું ખડખડાટ હાસ્ય પૂજ્યશ્રીના કાને પડ્યું! પૂજ્યશ્રીએ બાજુએ નજર કરી જોયું તો વૃદ્ધાઓ પેલી બાઇને બોલાવીને કહેતી હતી, "અરે, આ તેં શું કર્યું?" "કેમ શું કર્યું? મારા ઘરમાં પેસી ગયા તા એ...." એમ કહી દૂર ઉભેલાં બન્ને સાધુઓ તરફ એક રોષભરી દ્રષ્ટિ સ્રીએ નાંખી.

અરે ભલી બાઈ! આ તો જૈનસાધુઓ છે! તેઓ પોતાના આચારને બાધ ન પહોંચે

તે રીતે પોતાની નજર સામે બધુ જોઈને પછી ભીક્ષા લે. માટે ઘરમાં આવે છે ! કંઇ છે કે નહિ ઘરમાં ? રોટી-બોટી.... ?"

વાત એમ બની હતી, કે આ સ્ત્રી પરણીને તુર્તમાં જ સાસરે આવી હતી. તેણે કોઈ દિવસ પોતાના પીયરીયામાં જૈન સાધુઓને જોયેલા નહિ! તેથી આમ અચાનક અજાણ્યા પુરૂષો (તે પણ બાવા!) પોતાના ઘરમાં ઘુસી આવતાં ચીડાઇ ગઈ અને દંડો લઈ પાછળ પડી. પરંતુ વૃદ્ધાઓની વાત સાંભળી બિચારી શરમાઇ ગઈ....! અને સાધુઓ પાસે આવી હાથ જોડી, વિનંતિ કરી પોતાના ઘેર લઈ ગઈ. અને યોગ્ય ભીક્ષા આપી કૃતાર્થતા અનુભવવા લાગી.

અજાણ્યા પ્રદેશમાં થતો વિહાર આવા અનુભવો ઘણા કરાવે છે. પરંતુ તે વખતે જૈન ક્ષમાશ્રમણો જરા પણ વિહ્વળ બન્યા વગર તે ઉપસર્ગને સહી લે છે. આ એમની એક વિશિષ્ટ કોટિની આત્મવિકાસની દશા છે.

પૂજ્યશ્રીએ જોયું કે બાઇ બીચારી શરમાઈ ગઈ છે, અને એનું સાહસ અજ્ઞાનતાનું હતું, તેથી બાઇ વિનંતિ કરવા આવી ત્યારે તરત જ તેને ત્યાં જઇ ભીક્ષા વહોરી હતી.

અજબ હતી એ પૂ. સૂરિદેવની જગતના જીવો પરની કરૂણા બુદ્ધિ !

[૪]

## : મસ્ત આરાધક :

મારવાડથી પંજાબ જવાનો પગ રસ્તો એટલે તોબા પોકરાવે તેવો ! જયપુરથી દીલ્હી, અને દીલ્હીથી અંબાલાની વચ્ચેના ગાળામાં શ્રાવકોની વસતી નહિવત્ કહીએ તો ચાલી શકે. તેવા વિકટમાર્ગે શ્રાવકોની સહાય લીધા વિના સાધુઓને વિહાર કરવો તે ઓછી કઠણાઈ ન જ કહેવાય.

કરનાળ ગામથી અંબાલા પચાસ માઈલ લગભગ થાય. પૂજ્ય આચાર્યભગવંત કરનાળ પધાર્યા. તપાસ કરી, તો ગામ લોકોએ જણાવ્યું, "મહારાજસાહેબ, ભાઈશાબ, આ રસ્તે તમારા શ્રાવકો વગર કેમ જશો?"

"કેમ ભાઈ?"

"કેમકે વચ્ચે લગભગ નિર્જન પ્રદેશ છે. અને જે થોડીક વસતી છે, તે બધી બીનકેળવાયેલી અને અનઘડ જેવી છે....તો તમે રસ્તામાં ખાશો શું?"

" બસ એ જ ને? કંઇ ચિંતા નહિ. બધુ સારું થશે."

પૂજ્યશ્રીએ ત્યાંથી એવો જોરદાર વિહાર ઉપાડયો કે માત્ર બે જ દિવસમાં પચાસ માઇલનું અંતર કાપી અંબાલા આવીને ઉભા. રસ્તામાં માત્ર થોડાક ચણા ફાકી લઇને ઉદર નિર્વાહ કરી લીધો!

કેવી અનુપમ સંયમ જીવનની રક્ષા-ધગશ! પોતે ધારે તો સાથે શ્રાવકોને રાખી શકે એમ હોવા છતાં, તેઓશ્રી જાણતા હતા-નક્કર રીતે જાણતા હતા, કે "આવી સહાયો લેવામાં આધાકર્મિ વગેરે ગોચરીના દોષમાં પડવું પડે, કેમકે શ્રાવકો બધું અમારા માટે બનાવે! તે અમારે વહોરીને વાપરવાનું! એવી કંઈ જરૂર નથી. હજુ કાયામાં બળ છે, પગ મજબુત છે, વળી બે દિવસ માટે નાહક શા માટે દોષમાં લપટાવું? આવા અવસરે તો સહન કરવાની તક મળે છે, તેથી અનંત કર્મનિર્જરાનો મહાલાભ પ્રાપ્ત થાય છે, આત્માની અનાદિની સુખશીલતા ઘવાય છે! તો આવો સામે આવીને ભેટેલો સોનેરી અવસર કોણ ગમાર જતો કરે?'

આત્માના અથાગ-બળને હૃદયસ્થ કરી પૂજ્યશ્રીએ આવાતો કેઇ કઠીણ વિહારો કર્યા હતા. અને તેથી પોતાના વિશાળ સાધુસમુદાયને પણ તેનો આદર્શ-વારસો સોંપી ગયા છે.

## : જાગૃત લાભાકાંક્ષી :

વિ. સં. ૧૯૭૧ ની સાલમાં સિદ્ધાચલની સુવર્ણ–ધરતી પર પૂજ્યશ્રી બિરાજેલા હતા. અનેક શિષ્ય–પ્રશિષ્યોના પરિવારથી પરિવૃત એ મહાપુરૂષ પંન્યાસપદથી વિભૂષિત બની ચૂકેલા હતા. બહુશ્રુત એવા એ પંન્યાસજી મહારાજને એ કાળમાં કોણ નહોતું જાણતું ?

મુનિસમુદાય સિદ્ધગિરિમંડન દેવાધિદેવને ભેટવા રોજ પ્રાયઃ ઉપર જતો. પૂજ્યશ્રી પંન્યાસજી મહારાજ કોઈ કારણસર ગિરિરાજની પાવન–યાત્રા કરવા ભાગ્યશાળી નહોતા બનતા. પરંતુ એ સ્વાશ્રયી મહાપુરૂષના હૃદયમાં વસી ગયેલી સાધુજન–સેવા અને ભક્તિએ તેમને બાર–બાર પાણીના ઘડા ભરી લાવવાને પ્રેર્યા.

દર્પની શૃંખલાઓ પૂજ્યશ્રીને હાથમાં ઘડો લઈ ઘેરઘેર ફરતા રોકી શકી નહિ. ઉચ્ચ-પદવીનું ગૌરવ તેમની ભકિત સરિતાના વહેતા અખંડપ્રવાહને ડહોળી શકયું નહિ !

વિમલાચલની પુનિત-સ્પર્શના કરીને, થાકીને લોથપોથ થઈ જતા સાધુઓ જ્યારે ગ્રીષ્મઋતુના પ્રચંડ મધ્યાહ્ને ઉપાશ્રયે આવતા, ત્યારે આ મહાવિનમ્ર પંન્યાસપ્રવર શીતળ હેમ જેવું પાણી માટીના ઘડાઓમાં ભરીને તૈયાર રાખતા !

પરંતુ બિચારો ગુરૂભકત શિષ્યવર્ગ ! ગુરૂમહારાજની આ ભકિત જોઈ હેબતાઈજ જતો....નારાજી સાથે સાધુઓ પૂજ્યશ્રી આગળ આવીને આજીજીપૂર્વક વિનવતા, "સાહેબજી, આપ આ રીતે કરો, તે અમારા માટે શોભાસ્પદ નથી, કૃપા કરી આપ આ બંધ ન કરો ?" સાધુઓની આજીજી સાંભળી પરમલાભાકાંક્ષી પૂ૦ પંન્યાસજી મહારાજ એ વખતે મધુરા સ્વરે અને વાત્સલ્યભાવે કહેતા, "તમે બધા યાત્રા કરો છો, ભાગ્યશાળી છો ! ત્યારે હું અભાગી, મારાથી યાત્રા નથી થઈ શકતી, તો શું નીચે રહ્યો રહ્યો આટલો લાભ પણ ન મેળવું ?"

પૂજ્યશ્રીના આવા જવાબથી મુનિગણને ચુપ થઇ જવું પડતું.



# : સ્વાશ્રયી સૂરિવર :

કોઈ કોઇ વખત પૂજ્યશ્રી આચાર્ય ભગવંત મજાક કરતાં, સાધુઓને કહેતા, કે " જો અમે અમારી સાધુજીવનની ચર્યાનો અનેકવિધ અભ્યાસ છોડી દઈએ, અને કાળના પ્રભાવે કાલે ઉઠીને તમે આડા બનીને બેસો, તો અમારે તો હેરાન જ થવું પડેને....! "

જાણે આ સિદ્ધાંત તેઓશ્રીના જીવન સાથે વણાઇ ન ગયો હોય, તેમ પૂજ્યશ્રીએ વિ. સં. ૧૯૭૪ ની સાલ સુધી એક પાત્રક અને એક પાત્રીની ઝોળી પોતાના ખભેજ ઉઠાવી હતી.

કોઇ કોઇ વારનો સાધુગણ સાથેનો પૂજ્યશ્રીનો આ પ્રકારનો નિખાલસ વર્તાવ મુનિગણના હૃદયને ખૂબજ આકર્ષતો; અને તેથી પૂજ્યશ્રીના અંતિમ સમય સુધી સાધુઓનાં હૃદય તેઓશ્રી પ્રત્યે અત્યંત ભક્તિ અને પ્રેમથી છલકાતાં હતાં.

[ ૭ ]

## : પરમ ભક્ત :

પૂ૰ તારકગુરૂદેવશ્રી ઉપાધ્યાયજી મહારાજના અંતિમ સમયે સ્તંભનપુરમાં અનેક સાધુઓ ભેગા થયા હતા. જે સાધુઓ પૂ. ઉપાધ્યાયજી મહારાજની સેવામાં સદા રત હતાં. પરંતુ આપણા ચરિત્રનાયક પૂ૰ સૂરિવર તો એક નાનાબાળની જેમ ખડે પગે સંથારાની બાજુમાં જ રહી અપૂર્વ સેવા બજાવતા હતા.

પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજની બિમારી દીર્ઘ ચાલી, એટલે શ્રાવકોના ભક્તવર્ગમાંથી માંગણી થઈ કે, " અમને સેવાનો લાભ આપો. "

ત્યારે પૂજ્યશ્રીએ જણાવી દીધું, " અમારામાં હજુ શક્તિ અને ભક્તિ બંનેય છે, તેમાંથી અમે થાકીશું, ત્યારે તમને કામ ભળાવશું ! "

કેવી રગેરગે અને આત્માના પ્રદેશે પ્રદેશે તારક ગુરૂદેવની ભક્તિ પ્રસાર પામી હશે ! કે જે ભક્તિનો જોસ આ રીતના ઝળકતા શબ્દદેહે બહાર પડ્યો હશે !

પૂજ્ય સ્વર્ગીય સૂરીશ્વરજીનાં

# ચાતુર્માસ અને જ્ઞાન ચર્યા

—: સંકલયિતા :—

પૂ. મુનિરાજશ્રી ભદ્રગુપ્તવિજયજી મહારાજ.

વિદ્વદ્વર્ય પૂ. મુનિરાજશ્રી મંગળવિજયજી મહારાજની
નોંધ પરથી સંકલિત

વિ. સં. ૧૯૪૬ : ડભોઈમાં ચાતુર્માસ. સંસ્કૃત વ્યાકરણનો અભ્યાસ શરૂ કર્યો.

" ૧૯૪૭ : બ્યાવર (નવાશહેર)માં ચાતુર્માસ. સંસ્કૃત કાવ્ય, અલંકારાદિનું અધ્યયન કર્યું.

" ૧૯૪૮ : અમૃતસર (પંજાબ)માં ચાતુર્માસ. સંસ્કૃત વ્યાકરણનું પુનરાવર્તન. કાવ્યાદિકનો વિશિષ્ટ અભ્યાસ, બૃહત્સંગ્રહણી, ક્ષેત્રસમાસાદિ પ્રકરણ ગ્રંથોનું ઉંડું અવગાહન કર્યું.

" ૧૯૪૯ : ગુજરાનવાલા (પંજાબ)માં ચાતુર્માસ. કર્મગ્રંથાદિનું અધ્યયન, અનુયોગદ્વારનું વાંચન અને મનન કર્યું.

" ૧૯૫૦ : પટ્ટી (પંજાબ)માં ચાતુર્માસ. જૈનજ્યોતિઃગ્રંથોનું વિશાળ અવગાહન કર્યું. જેમાં આરંભસિદ્ધિ, લગ્નશુદ્ધિ, દિનશુદ્ધિ વગેરેનો વિશિષ્ટ અભ્યાસ કર્યો.

" ૧૯૫૧ : જીરામાં ચાતુર્માસ. પ્રજ્ઞાપનાસૂત્ર તથા લોકપ્રકાશાદિક તત્ત્વપૂર્ણ ગ્રંન્થોનું

વાંચન કર્યું. શ્રાવકવર્ગને ધર્મદેશના આપવાનો પ્રારંભ અહિંથી થયો. લોકપ્રકાશ અને જૈનરામાયણ વિવેચ્યાં.

વિ. સં. ૧૯૫૨ : હુંશીયારપુરમાં ચાતુર્માસ. જ્ઞાતાસૂત્રાદિનું વાંચન કર્યું.

" ૧૯૫૩ : દીલ્હીમાં ચાતુર્માસ. જૈન-જૈનેતર જ્યોતિષગ્રન્થોનું તલસ્પર્શી અધ્યયન કર્યું. આવશ્યકસૂત્રનું વાંચન કર્યું.

" ૧૯૫૪ : જયપુરમાં ચાતુર્માસ. સૂત્રકૃતાંગસૂત્ર વાંચ્યું. અને ન્યાયશાસ્ત્રનો અભ્યાસ આરંભ્યો.

" ૧૯૫૫ : ઘોઘા (સૌરાષ્ટ્ર)માં ચાતુર્માસ. સાધુ તથા શ્રાવકવર્ગને અનેકવિધ લાક્ષણિક વાંચનાઓ આપી.

" ૧૯૫૬ : પાલીતાણામાં ચાતુર્માસ. વિશેષાવશ્યકાદિ સૂત્રોનું વાંચન કર્યું.

વિ સં. ૧૯૫૭ : પાટણમાં ચાતુર્માસ.

" ૧૯૫૮ : વડોદરામાં ચાતુર્માસ.

વિ. સં. ૧૯૫૯ : પાલણપુરમાં ચાતુર્માસ. મુનિશ્રી પ્રેમવિજયજી આદિ ૧૪ મુનિવરોને પ્રકરણ–કાવ્યાદિકનું અધ્યયન કરાવ્યું.

" ૧૯૬૦ : ભરૂચમાં ચાતુર્માસ. વ્યાખ્યાનમાં તત્ત્વાર્થાધિગમસૂત્ર–સટીક અને સુદંસણાચરિયમનું વાંચન કર્યું. ઉત્તરાધ્યયનસૂત્રના યોગોદ્વહન કર્યા.

" ૧૯૬૧ : ખંભાતમાં ચાતુર્માસ.

" ૧૯૬૨ : છાણીમાં ચાતુર્માસ. વ્યાખ્યાનમાં શ્રી ભગવતીજીસૂત્ર તથા શાંતિનાથ ચરિત્ર વાંચ્યાં.

" ૧૯૬૩ : લીંબડીમાં ચાતુર્માસ. સમવાયાંગસૂત્ર, સ્થાનાંગ સૂત્ર અને અનુયોગદ્વારસૂત્ર વગેરેની વાંચનાઓ આપી. સિદ્ધાન્તચન્દ્રિકા તથા સારસ્વત વ્યાકરણનું શિષ્યગણને અધ્યાપન કરાવ્યું.

" ૧૯૬૪ : અંબાલામાં ચાતુર્માસ.

" ૧૯૬૫ : " " વ્યાખ્યાનમાં રાયપસેણીયં તથા શ્રાવકપ્રજ્ઞપ્તિ વાંચ્યાં.

વિ. સં. ૧૯૬૬ : બિકાનેરમાં ચાતુર્માસ.

" ૧૯૬૭ : વડોદરામાં ચાતુર્માસ. ભગવતીસૂત્રનું વાંચન કર્યું.

" ૧૯૬૮ : દરાપરામાં ચાતુર્માસ.

" ૧૯૬૯ : શિનોરમાં ચાતુર્માસ. પ્રવચનમાં પંચાશકજી તથા પ્રદ્યુમ્ન ચરિત્રનું વાંચન કર્યું.

" ૧૯૭૦ : ભાવનગરમાં ચાતુર્માસ. સાધુવર્ગને શ્રી ભગવતીની વાંચના આપી.

" ૧૯૭૧ : પાલીતાણામાં ચાતુર્માસ.

" ૧૯૭૨ : વટાદરામાં ચાતુર્માસ.

" ૧૯૭૩ : ભરૂચમાં ચાતુર્માસ.

" ૧૯૭૪ : ખંભાતમાં ચાતુર્માસ.

" ૧૯૭૫ : ડભોઈમાં ચાતુર્માસ અનેક ગ્રંથોનું સંશોધન કાર્ય કર્યું. તથા મુનિગણને આચારાંગસૂત્ર, કલ્પસૂત્રાદિના યોગોદ્વહન કરાવ્યા.

વિ. સં, ૧૯૭૬ : અમદાવાદમાં ચાતુર્માસ.

,, ૧૯૭૭ : પીંડવાડા (મારવાડ) માં ચાતુર્માસ.

,, ૧૯૭૮ : પાડીવમાં ચાતુર્માસ.

,, ૧૯૭૯ : મહીદપુર (માળવા) માં ચાતુર્માસ.

,, ૧૯૮૦ : છાણીમાં ચાતુર્માસ. આગમગ્રંથોનું સંશોધન કર્યું. મુનિવર્યશ્રી લબ્ધિવિજયજી મહારાજાદિ સાધુઓ તથા સાધ્વીસમુહને ભગવતી, ઉત્તરાધ્યયન, આચારાંગાદિસૂત્રોના યોગોદ્વહન કરાવ્યા.

,, ૧૯૮૧ : સુરતમાં ચાતુર્માસ.

,, ૧૯૮૨. અમદાવાદમાં ચાતુર્માસ.

,, ૧૯૮૩ : ખંભાતમાં ચાતુર્માસ.

,, ૧૯૮૪ : સુરતમાં ચાતુર્માસ.

વિ. સં. ૧૯૮૫: મુંબઈમાં ચાતુર્માસ.

,, ૧૯૮૬: મુંબઈમાં ,,

,, ૧૯૮૭: મુંબઈમાં ,,

,, ૧૯૮૮: વઢવાણમાં ,,

,, ૧૯૮૯: ખંભાતમાં ,,

,, ૧૯૯૦: અમદાવાદમાં ,,

,, ૧૯૯૧: રાધનપુરમાં ,,



ॐ अर्हम् ।

णमोऽत्थुणं समणस्स भगवओ महावीरस्स ॥

# શ્રી દાનપ્રેમ વંશ વાટિકા.



## શ્રી વર્ધમાનસ્વામિ.

આ જંબુદ્વીપના દક્ષિણાર્ધભરતક્ષેત્રના મધ્ય ખંડમાં આ અવસર્પિણીમાં શ્રી ઋષભાદિ ત્રેવીસ તિર્થંકર ભગવંતો થયા પછી, શ્રી મહાવીરસ્વામી ભગવાનનો જીવ પ્રાણત નામના દશમાં દેવલોકનું વીસ સાગરોપમનું આયુષ્ય પૂર્ણ કરી અષાડ સુદ ૬ ના દિવસે મનુષ્યક્ષેત્રમાં માતાની કુક્ષીમાં ચ્યવ્યા. પૂર્ણકાલે શ્રી સિદ્ધાર્થમહારાજાના ત્રિશલાદેવીની કુક્ષીએ ચૈત્ર સુદ ૧૩ ની મધ્યરાત્રિએ જન્મ પામ્યા. ઇન્દ્રો—દેવ વગેરેએ પ્રભુને સુરગિરિ ઉપર લઇ જઇ જન્મ અભિષેક કરી. જન્મોત્સવ ઉજવ્યો. માતપિતાએ પ્રભુનું નામ **વર્ધમાનકુમાર**

રાખ્યું. દેવોથી પણ ભય નહિ પામવાથી પ્રભુનું બીજું નામ દેવોએ **મહાવીર** રાખ્યું. ઘોર પરિસહો અને ઉપસર્ગો સહન કરવાથી **શ્રમણ** નામ રાખ્યું. ત્રીસ વરસ સુધી નિર્લેપપણે ગૃહસ્થાવાસમાં રહ્યા. વરસીદાન આપીને છઠ્ઠના તપ પૂર્વક પ્રભુએ કારતક સુદ ૧૦ના દિવસે દીક્ષા ગ્રહણ કરી. પૂર્વે ભગવાન મતિજ્ઞાન–શ્રુતજ્ઞાન–અવધિજ્ઞાની હતા. દીક્ષા ગ્રહણ કર્યા બાદ તુરત ચોથું મનઃપર્યવજ્ઞાન પામ્યા. સાડાબાર વરસ સુધી અનેક પ્રકારના પરિષહો અને ઉપસર્ગો સહન કરવા પૂર્વક ઘોર તપસ્યા કરી. જેમાં એક છ મહિનાનો, બીજો પાંચ મહિના ને પચીસ દિવસનો, નવ ચારમાસી, બે ત્રણમાસી, બે અઢીમાસી, છ બેમાસી, બે દોઢમાસી, બાર માસખમણ, બહોંતેર પાખમણ (૧૫ દિવસના), બસો ઓગણત્રીસ છઠ. આ બધો તપ ભગવંતે ચોવિહારો કર્યો હતો. તેમાં પારણા માત્ર ૩૪૯ કર્યાં હતા. સાડાબાર વરસમાં નિદ્રા ભેગી કરતાં માત્ર બે ઘડીની થાય. કર્મોની સામે ઘોર હલ્લો કરી ચાર ઘાતી કર્મો ખપાવી વૈશાખ સુદ ૧૦ ના દિવસે ઉજ્વલ કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું ત્યારપછી અગીઆર ગણધરો અને ચતુર્વિધ સંઘની સ્થાપના કરી, જગતને ધર્મનો ઉપદેશ આપ્યો. શ્રમણ ભગવાન મહાવીર સ્વામિએ ૩૦ વરસ ગૃહસ્થપણામાં ૧૨॥ વરસ

છદ્મસ્થપણામાં ૨૯ાા વરસ કેવળીપણામાં પસાર કરી કુલ બહોંતેર વરસનું સંપૂર્ણ આયુષ્ય ભોગવી, ભરતક્ષેત્રને અનાથ કરી આસો વદ ૦)) ના નિર્વાણ પામ્યા.

---

## શ્રમણ ભગવાન મહાવીર સ્વામિનો પરિવાર.

| | | | |
|---|---|---|---|
| ચૌદ પૂર્વી | ૩૦૦ | અનુત્તર વિમાનગામિ | ૮૦૦ |
| અવધિજ્ઞાની | ૧૩૦૦ | સાધુ | ૧૪૦૦૦ |
| કેવળી | ૭૦૦ | સાધ્વી | ૩૬૦૦૦ |
| વૈક્રિયલબ્ધિવાળા | ૭૦૦ | શ્રાવક | ૧૫૯૦૦૦ |
| વિપુલમતિવાળા | ૫૦૦ | શ્રાવિકા | ૩૩૬૦૦૦ |
| વાદકરનાર મુનિ | ૪૦૦ | | |
| સિદ્ધિપદ સાધુ | ૭૦૦ | એક વર્ષનો માત્ર પર્યાય પાળીને અનુત્તર | |
| સિદ્ધિપદ સાધ્વી | ૧૪૦૦ | વિમાનમાં ગએલા | ૬૩ |

---

# ભગવાન શ્રીમહાવીરસ્વામિજીના ગણધર મહારાજો

| નંબર | નામ | પિતાનું નામ | માતાનું નામ | ગૃહવાસ | છદ્મસ્થ-પર્યાય |
|---|---|---|---|---|---|
| ૧ | શ્રી ઇન્દ્રભૂતિજી | વસુભૂતિ | પૃથ્વી | ૫૦ વર્ષ | ૩૦ વર્ષ |
| ૨ | શ્રી અગ્નિભૂતિજી | ” | ” | ૪૬ ” | ૧૨ ” |
| ૩ | શ્રી વાયુભૂતિજી | ” | ” | ૪૨ ” | ૧૦ ” |
| ૪ | શ્રી વ્યક્ત | ધનમિત્ર | વારૂણી | ૫૦ ” | ૧૨ ” |
| ૫ | શ્રી સુધર્માસ્વામિજી | ધમ્મિલ | ભદ્રિલા | ૫૦ ” | ૪૨ ” |
| ૬ | શ્રી મણ્ડિક | ધનદેવ | વિજયદેવા | ૬૫ ” | ૧૪ ” |
| ૭ | શ્રી મૌર્ય | મૌર્ય | ” | ૫૩ ” | ૧૪ ” |
| ૮ | શ્રી અકંપિત | દેવ | જયંતી | ૪૮ ” | ૯ ” |

## અને તેમનો પરિવાર.

| કેવળી પર્યાય | કુલ આયુષ્ય | મોક્ષ ક્યારે થયો | સાથે દીક્ષા લેનાર |
|---|---|---|---|
| ૧૨ વર્ષ | ૯૨ વર્ષ | ભગવાન મોક્ષે ગયા પછી ૧૨ વર્ષે | ૫૦૦ |
| ૧૬ " | ૭૪ " | ભગવાનની હાજરીમાં | ૫૦૦ |
| ૧૮ " | ૭૦ " | " | ૫૦૦ |
| ૧૮ " | ૮૦ " | " | ૫૦૦ |
| ૮ " | ૧૦૦ " | ભગવાન મોક્ષે ગયા પછી ૨૦ વર્ષે | ૫૦૦ |
| ૧૬ " | ૯૫ " | ભગવાનની હાજરીમાં | ૩૫૦ |
| ૧૬ " | ૮૩ " | " | ૩૫૦ |
| ૨૧ " | ૭૮ " | " | ૩૦૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૯ | શ્રી અચલભ્રાતા | વસુ | નંદા | ૪૬ વર્ષ | ૧૨ વર્ષ |
| ૧૦ | શ્રી મેતાર્ય | દત્ત | વરૂણદેવા | ૩૬ ,, | ૧૦ ,, |
| ૧૧ | શ્રી પ્રભાષ | બલ | અતિભદ્રા | ૧૬ ,, | ૮ ,, |



| | | | |
|---|---|---|---|
| ૧૪ વર્ષ | ૭૨ વર્ષ | ભગવાનની હાજરીમાં | ૩૦૦ |
| ૧૬ ” | ૬૨ ” | ” | ૩૦૦ |
| ૧૬ ” | ૪૦ ” | ” | ૩૦૦ |



## યુગપ્રધાન મહાપુરૂષોનાં નામો.

### પહેલો ઉદય

| | | |
|---|---|---|
| ૧ | શ્રી | સુધર્માસ્વામિજી |
| ૨ | ,, | જંબૂસ્વામીજી |
| ૩ | ,, | પ્રભવસ્વામી |
| ૪ | ,, | સ્વયંભવસૂરિ |
| ૫ | ,, | યશોભદ્રસૂરિ |
| ૬ | ,, | સંભૂતિવિજયસ્વામી |
| ૭ | ,, | ભદ્રબાહુસ્વામી |
| ૮ | ,, | સ્થુલભદ્રસ્વામી |
| ૯ | ,, | મહાગિરિસ્વામી |
| ૧૦ | ,, | આર્યસુહસ્તીસૂરિ |
| ૧૧ | ,, | ગુણસુંદરસૂરિ |
| ૧૨ | ,, | શ્યામાર્ય |
| ૧૩ | ,, | સ્કંદિલાચાર્ય |
| ૧૪ | શ્રી | રેવતિમિત્ર |
| ૧૫ | ,, | ધર્મા |
| ૧૬ | ,, | ભદ્રગુપ્તસૂરિ |
| ૧૭ | ,, | ગુપ્તસૂરિ |
| ૧૮ | ,, | વજ્રસ્વામી |
| ૧૯ | ,, | આર્યરક્ષિતસૂરિ |
| ૨૦ | ,, | પુષ્પમિત્ર |

### બીજો ઉદય

| | | |
|---|---|---|
| ૨૧ | શ્રી | વજ્રસેનસૂરિ |
| ૨૨ | ,, | નાગહસ્તિ |
| ૨૩ | ,, | રેવતિમિત્ર |
| ૧૪ | ,, | સિંહગિરિ |
| ૨૫ | ,, | નાગાર્જુનસૂરિ |
| ૨૬ | ,, | ભૂતદિન્નસૂરિ |

૨૭ શ્રી કાલકસૂરિ
૨૮ ,, સત્યમિત્ર
૨૯ ,, હારિલ
૩૦ ,, જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ
૩૧ ,, ઉમાસ્વાતિ
૩૨ ,, પુષ્પમિત્ર
૩૩ ,, સંભૂતિ
૩૪ ,, માઢરસંભૂતિ
૩૫ ,, ધર્મરત્ન

૩૬ શ્રી જ્યેષ્ઠાંગ
૩૭ ,, ફલ્ગુમિત્ર
૩૮ ,, ધર્મઘોષ
૩૯ ,, શીલમિત્ર
૪૦ ,, વિનયમિત્ર
૪૧ ,, રૈવતિમિત્ર
૪૨ ,, સ્વપ્નમિત્ર
૪૩ ,, અર્હન્નમિત્ર



# શ્રી મહાવીરસ્વામિની પાટપરંપરા.

## નિર્ગ્રંથ ગચ્છ.

૧ શ્રી સુધર્માસ્વામિ.
૨ ,, જંબૂસ્વામિ.
૩ ,, પ્રભવસ્વામિ.
૪ ,, સય્યંભવસ્વામિ.
૫ ,, યશોધરસ્વામિ.
૬ ૧- ,, સંભૂતિવિજય.
૨- ,, ભદ્રબાહુસ્વામિ
૭ ,, સ્થુલભદ્રસ્વામિ.
૮ ૧- ,, આર્યસુહસ્તીસ્વામિ.
૨- ,, આર્યમહાગિરીસ્વામિ.

## કોટીગચ્છ. ( કોટીમંત્ર જપ્યો તેથી. )

૯ શ્રી સુસ્થિતસ્વામિ.
૧૦ શ્રી ઈન્દ્રદિન્નસ્વામિ.
૧૧ ,, દિન્નસુરિજી.
૧૨ ,, સિંહગિરીસ્વામિ.
૧૩ ,, વજ્રસ્વામિ.
૧૪ ,, વજ્રસેનસુરિજી.

## ચંદ્રગચ્છ.

૧૫ ,, ચંદ્રસુરિજી.

## વનવાસી ગચ્છ.

૧૬ શ્રી સામંતભદ્રસૂરી
૧૭ ,, વૃદ્ધદેવસૂરિ.
૧૮ ,, પ્રદ્યોતનસૂરિ.

૧૯ ,, માનદેવસૂરિ. (શાંતિબનાવી.)
૨૦ ,, માનતુંગસૂરિ. (ભક્તામર રચ્યું.)
૨૧ શ્રી વીરસૂરિ.
૨૨ ,, જયદેવસૂરિ.
૨૩ ,, દેવાનંદસૂરિ.
૨૪ ,, વિક્રમસૂરિ.
૨૫ ,, નરસિંહસૂરિ.
૨૬ ,, સમુદ્રસૂરિ.
૨૭ ,, માનદેવસૂરિ.
૨૮ ,, વિબુધપ્રભસૂરિ.
૨૯ ,, જયાનંદસૂરિ.
૩૦ ,, રવિપ્રભસૂરિ.
૩૧ ,, યશોદેવસૂરિ.
૩૨ ,, પ્રદ્યુમ્નસૂરિ.
૩૩ ,, માનદેવસૂરિ.
૩૪ ,, વિમલચંદ્રસુરિ.
૩૫ ,, ઉદ્યોતનસૂરિ.

**વડગચ્છ.** ( વડ નીચે એક સાથે ૮૪ ને આચાર્યપદ આપ્યું હતું. )

૩૬ * શ્રી સર્વદેવસૂરિ.
૩૭ ,, દેવસૂરિ.
૩૮ ,, સર્વદેવસૂરિ.
૩૯ ,, યશોભદ્રસૂરિ,

---

* ૩૬ પાટ સુધી બધાની એકજ પટ્ટાવલી. ૩૭ મી પાટથી ખરતર અને અંચળગચ્છની પટ્ટાવલી જુદી.

૪૦ ,, મુનિચંદ્રસૂરિ.
૪૧ ,, અજીતદેવસૂરિ.
૪૨ ,, સિંહસૂરિ.
૪૩ ,, સોમપ્રભસૂરિ,
૪૪ △ ,, જગતચંદ્રસૂરિ.
૪૫ શ્રી દેવેન્દ્રસૂરિ. ( કર્મગ્રંથકાર. )
૪૬ ,, ધર્મઘોષસૂરિ.
૪૭ ,, સોમપ્રભસૂરિ.

△ આખી જીંદગી આંયબીલનો તપકરવાથી ઉદેપુરના મહારાજાએ **તપાનું** બીરૂદ આપ્યું હતું.

૪૮ ,, સોમતિલકસૂરિ.
૪૯ ,, દેવસુંદરસૂરિ.
૫૦ ,, સોમસુંદરસૂરિ
૫૧ ,, મુનિસુંદરસૂરિ.(સહસ્રાવધાની)
૫૨ △ ,, રત્નશેખરસૂરિ. (શ્રાદ્ધવિધિ કર્તા.
૫૩ ,, લક્ષ્મીસાગરસૂરિ.
૫૪ ,, સુમતિસાધુસૂરિ.
૫૫ ,, હેમવિમલસૂરિ,
૫૬ ,, આણંદવિમલસૂરિ.
૫૭ ,, વિજયદાનસૂરિ.
૫૮ ,, વિજયહીરસુરીશ્વરજી
૫૯ શ્રી વિજયસેનસૂરીશ્વરજી.

△ તેમના પછી ૧૫૦૮ માં લોકાગચ્છ નીકળ્યો.

દેવસૂર ગચ્છ.

૬૦ ૦ શ્રી વિજયદેવસૂરીશ્વરજી.

૬૧ + ,, વિજયસિંહસુરીશ્વરજી,

૬૧ ૦ ,, સત્યવિજયજી પંન્યાસ,

( ૬૦ મી પાટે વિજયસિંહસુરિજીને ગણ્યા તેથી.)

૬૨ શ્રીં કર્પુરવિજયજી પંન્યાસ

૬૩ ,, ક્ષમાવિજયજી પંન્યાસ,

૬૪ ,, જિનવિજયજી પંન્યાસ.

૬૫ ,, ઉત્તમવિજયજી પંન્યાસ,

૬૬ ,, પદ્મવિજયજી પંન્યાસ.

૬૭ ,, રૂપવિજયજી પંન્યાસ,

૬૮ શ્રી કીર્તિવિજયજી પંન્યાસ,

૬૯ ,, કસ્તુરવિજયજી પંન્યાસ

૭૦ શ્રી મણીવિજયજીદાદા પંન્યાસ.

૭૧ ,, બુટેરાયજી મહારાજ પંન્યાસ

૭૨ ,, આત્મારામજીમહારાજ
( શ્રી વિજયાનંદસૂરીશ્વરજી મ. )

૭૩ પૂ. આચાર્યશ્રી વિજય કમલસૂરીશ્વરજી મહારાજ

૭૪ પૂ. આચાર્યશ્રી વિજયદાનસૂરીશ્વરજી ,,

૭૫ પૂ. આચાર્યશ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી ,,

સકલાગમરહસ્યવેદી સ્વ૦ આચાર્યદેવ **શ્રીમદ્વિજયદાનસૂરીશ્વરજી** મહારાજના શિષ્યો:—

(૧) પૂજ્ય સિધ્ધાંતમહોદધિ આચાર્યદેવ **શ્રીમદ્વિજયપ્રેમસૂરિશ્વરજી મહારાજ.**

જન્મ, સં. ૧૯૪૦ પીંડવાડા | ગણિપદ સં. ૧૯૭૬ ફા. વ. ૬ ડભોઇ

પૂ. ગુરૂદેવના હાથે સિધ્ધાંતમહોદધિપદ સં. ૧૯૭૬ મહેસાણા

દીક્ષા સં. ૧૯૫૭ કારતક વદ ૬ પાલીતાણા. પંન્યાસપદ સં. ૧૯૮૧ અમદાવાદ

વડીદીક્ષા સં. ૧૯૫૭ પોષ સુદ ૧૧ ઉપાધ્યાયપદ સં. ૧૯૮૭ કા. વ, ૩ મુંબઇ

ગૃહસ્થીનું નામ પ્રેમચંદજી ભગવાનજી માતાનું નામ કંકુબાઈ

આચાર્ય પદ ૧૯૯૧ ચૈત્ર સુદ ૧૪ રાધનપુર

દીક્ષા આપનાર. **પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજ શ્રી વીરવિજયજી** ગણિવર.

(૨) + પૂજ્ય મુનિરાજશ્રી સૌભાગ્યવિજયજી મહારાજ. દીક્ષા સં. ૧૯૫૭ કા. વ. ૩

(૩) + પૂ. મુનિરાજશ્રી નાયકવિજયજી મહારાજ. દીક્ષા સં. ૧૯૬૧ મ. સુ. ૬

| | (૪) પૂ. મુ શ્રી મંગળવિજયજી મહારાજ | (૫) પૂ. મુ. શ્રી મેરૂવિજયજી મહારાજ. |
|---|---|---|
| જન્મ સંવત. | ૧૯૪૮ | ૧૯૫૩ |
| દીક્ષા સંવત. | ૧૯૬૧ મહા શુદ ૬ | ૧૯૬૮ મહા સુદ ૬ |
| દીક્ષા ગામ. | ખંભાત. | છાણી, |
| વડીદીક્ષા. | ૧૯૬૧ | ૧૯૬૮ |
| મૂળ ગામ. | નાર, | નાર. |
| ગૃહસ્થીનામ. | મગનભાઇ. | મથુરભાઇ. |
| પિતાનું નામ. | ઉમેદભાઈ. | ઉમેદભાઇ. |
| માતાનું નામ. | નાંથીબાઈ. | નાથીબાઇ. |
| દીક્ષા આપનાર. | પૂ. પં શ્રી ચતુરવિજયગણિવર | પૂ. આ શ્રી. વિ, સિધ્ધિસૂરીશ્વરજી મહારાજ. |

(૬) + પૂ. મુ. શ્રી ઉદ્યોતવિજયજી મહારાજ.

---

+ આ નિશાનીવાળા કાળધર્મ પામ્યા છે.

श्री शंखेश्वर–

ચારિત્રચૂડામણી, સુવિહિતશ્રમણસાર્થાધિપતિ, કર્મસાહિત્ય–

પૂજ્ય આચાર્યદેવ **શ્રીમદ્વિજયપ્રેમસૂરીશ્વરજી**

| નંબર | નામ. | જન્મ સંવત | દીક્ષા સંવત | દીક્ષા ગામ | વડી દીક્ષા સંવત |
|---|---|---|---|---|---|
| ૧ | [1] પૂ. આ. શ્રીવિ. રામચંદ્રસૂરીશ્વરજી મ. | ૧૯૫૨ ફા. વ. ૪ | ૧૯૬૯ પો. સુ. ૧૩ | ગંધાર | ૧૯૬૯ |
| ૨ | પૂ. મુ. શ્રી મનોહર વિજયજી મ. ૧૯૯૬ + | | ૧૯૭૩ | શિહોર | ૧૯૭૩ |
| ૩ | [2] પૂ. પં. શ્રી કૈવલ્ય વિજયજી ગણિ | ૧૯૫૨ મ. સુ. ૧૩ | ૧૯૭૫ મ. સુ. ૫ | મહેસાણા | ૧૯૭૫ વૈ. સુ. |
| ૪ | [3] પૂ. આ. શ્રી વિ. જંબૂસૂરીશ્વરજી મ. | ૧૯૫૫ મ. વ. ૧૧ | ૧૯૭૮ પ્ર. જે. વ. ૧૧ | ગોહીલી | ૧૯૭૮ અ. સુ. ૧૧ |

+ આ નિશાનીવાળા કાળધર્મ પામ્યા છે.

૧. પંન્યાસપદ–૧૯૮૭ કારતક વદ ૩ મુંબઇ

૨. ,, ૧૯૯૫ વૈસાખ વદ ૬ પુનાકેમ્પ

૩. ,, ૧૯૯૦ ફાગણ વદ ૩ અમદાવાદ

पार्श्वनाथाय नमः

સૂક્ષ્મપ્રજ્ઞ, સંઘકૌશલ્યાધાર, સિદ્ધાંતમહોદધિ,

**મહારાજના** શિષ્ય પ્રશિષ્યાદિ:—

| ગૃહસ્થી નામ | પિતાનું નામ | માતાનું નામ | મૂળ ગામ | દીક્ષા આપનારનું નામ | ગુરૂનું નામ. |
|---|---|---|---|---|---|
| ત્રીભોવનદાસ | છોટાલાલ | સમરતબેન | પાદરા | પૂ. મુ શ્રી મંગળવિજયજી મ. | પૂ. આ. શ્રી વિ. પ્રેમસૂરીશ્વરજી મ. |
| ચુનીલાલ | | | આણંદિ | પૂ. આ. શ્રી વિ. પ્રેમસુરીશ્વરજી મ. | ,, ,, |
| છોટાલાલ | વીરચંદ | ભુરીબાઇ | લુણાવાડા | પૂ. આ. શ્રી વિ. સિદ્ધિસૂરીશ્વરજી મ. | પૂ. આ. શ્રી વિ. પ્રેમસૂરીશ્વરજી મ. |
| ખુશાલચંદ્ર | મગનલાલ | મુક્તાબાઈ | ડભોઈ | ,, પ્રેમસૂરીશ્વરજી મ. | ,, ,, |

ઉપાધ્યાયપદ–૧૯૯૧ ચૈત્ર સુદ ૧૪ રાધનપુર | આચાર્યપદ–૧૯૯૨ વૈસાખ સુદ ૬ મુંબઈ

ઉપાધ્યાયપદ–૧૯૯૨ વૈસાખ સુદ ૬ મુંબઈ | ,, ૧૯૯૯ ફાગણ સુદ ૩ અમદાવાદ

| નંબર | નામ | જન્મ સંવત | દીક્ષા સંવત | દીક્ષા ગામ | વડી દીક્ષા સંવત |
|---|---|---|---|---|---|
| ૫ | [૧] પૂ. આ. શ્રી વિ. ભુવનસૂરીશ્વરજી મ. | ૧૯૬૩ મ. સુ. ૧૩ | ૧૯૮૦ મા. સુ. ૬ | રાજોદ(માલવા) | ૧૯૮૦ |
| ૬ | [૨] ,, યશોદેવસૂરીશ્વરજી ,, | ૧૯૪૪ ચૈ. વ. ૧૩ | ૧૯૮૨ ફા. સુ. ૩ | અમદાવાદ | ૧૯૮૨ ચૈ. વ. ૫ |
| ૭ | પૂ. મુ. શ્રી ચારિત્રવિજયજી ,, | ૧૯૬૯ ચૈ. સુ. ૮ | ,, | ,, | ,, વૈ. વ. ૩ |
| ૮ | ,, લલિતવિજયજી ,, | | ,, ફા. સુ. ૩ | ,, | ૧૯૮૩ ફા. વ. ૬ |
| ૯ | ,, રતનવિજયજી ,, | ૧૯૬૦ પો. સુ. ૧૩ | ,, ફા. વ. ૫ | ,, | ,, વૈ. વ. ૫ |
| ૧૦ | ,, અમરતવિજયજી ,, | ૧૯૩૦ આસો | ૧૯૮૨ અ. સુ. ૬ | ,, | ૧૯૮૩ પો. સુ. ૫ |
| ૧૧ | [૩] પૂ. મુ. શ્રી ધર્મવિજયજી ગણિ. ૨૦૦૮ + | ૧૯૩૬ મા. વ. ૧૪ | ૧૯૮૩ મ. સુ. ૬ | ,, | ,, વૈ. સુ. ૩ |

૧ પંન્યાસપદ ૧૯૯૫ વૈશાખ વદ ૬ પુના કેમ્પ
૨ ,, ૧૯૯૫ વૈશાખ વદ ૬ પુના કેમ્પ
૩ ,, ૧૯૯૫ ,, પુના કેમ્પ

| ગૃહસ્થી નામ | પિતાનું નામ | માતાનું નામ | મૂળ ગામ | દીક્ષા આપનારનું નામ | ગુરૂનું નામ |
|---|---|---|---|---|---|
| ભગવતિલાલ | લછમીલાલજી | કંકુબાઇ | ઉદેપુર | પૂ. આ. શ્રી વિ. દાનસૂરીશ્વરજી મ. | પૂ. આ. શ્રી વિ. રામચંદ્રસૂરીશ્વરજી મ. |
| જેશીંગભાઇ | લાલભાઇ | ગજરાબેન | અમદાવાદ | ,, ,, | ,, ,, |
| ચિનુભાઈ | મણિલાલ | હીરાબેન | ,, | ,, પ્રેમસૂરીશ્વરજી ,, | ,, ,, |
| લાલભાઈ | ડાહ્યાભાઈ | ચંચલબેન | ,, | ,, ,, | ,, ,, |
| રતિલાલ | જમનાદાસ | મોતીબેન | ખેડા | ,, દાનસૂરીશ્વરજી ,, | ,, ,, |
| ઇશ્વરલાલ | આશાભાઈ | ઉજમબેન | ખેડા | ,, ,, | ,, ,, |
| મફતલાલ | જેઠાલાલ | મંછાબાઇ | અમદાવાદ | ,, રામચંદ્રસૂરીશ્વરજી ,, | ,, ,, |

ઉપાધ્યાયપદ ૧૯૯૯ ફાગણ સુદ ૩ અમદાવાદ
,, ૨૦૦૪ પોષ સુદ ૬ અમદાવાદ
,, ૨૦૦૫ મહા સુદ ૫ અમદાવાદ

આચાર્યપદ ૨૦૦૫ મહા સુદ ૫ બોડદા
,, ૨૦૦૫ મહા સુદ ૫ અમદાવાદ

| નંબર | નામ | જન્મ સંવત | દીક્ષા સંવત | દીક્ષા ગામ | વડી દીક્ષા સંવત |
|---|---|---|---|---|---|
| ૧૨ | પૂ. મુ. શ્રી નયવિજયજી મ. + ૧૯૮૯ | ૧૯૩૫ | ૧૯૮૩ મ. સુ. ૬ | અમદાવાદ | ૧૯૮૩ વૈ. સુ ૩ |
| ૧૩ | પૂ.[1] પં. શ્રી તિલકવિજયજી ગણિ | ૧૯૫૪ | ,, ફા. વ. ૩ | ચસોડા | ,, |
| ૧૪ | [2] ,, માનવિજયજી ગણિ | ૧૯૫૨ આ. સુ. ૧ | ,, ચૈ. સુ. ૧૩ | ખંભાત | ૧૯૮૩ વૈ. વ. ૬ |
| ૧૫ | પૂ. મુ. શ્રી મનકવિજયજી મ. | ૧૯૬૯ ફા. વ. ૧૪ | ,, વૈ. સુ. ૩ | અમદાવાદ | ,, |
| ૧૬ | પૂ.[3] પં. શ્રી કનકવિજયજી ગણિ | ૧૯૭૨ કા. વ. ૫ | ,, વૈ. સુ. ૧૩ | ખંભાત | ,, જેઠ. સુ. ૧૩ |
| ૧૭ | પૂ. મુ. શ્રી રક્ષિતવિજયજી મ. + ૧૯૯૦ ફા. સુ. ૬ | ૧૯૬૦ કા. સુ. ૪ | ,, વૈ. વ. ૬ | ,, | ,, જે. સુ. ૧૩ |
| ૧૮ | પૂ.[4] પં. શ્રી કાન્તિવિજયજી ગણિ. | ૧૯૬૧ આ. વ. ૪ | ,, | ,, | ,, જે. સુ. ૧૩ |
| ૧૯ | પૂ. મુ. શ્રી નંદનવિજયજી મ. | ૧૯૬૪ | ,, | ,, | ,, અ. સુ. ૧૦ |

૧-૨-૩-૪ પંન્યાસપદ ૨૦૦૫ મહા સુદ ૫ અમદાવાદ.

| ગૃહસ્થી નામ | પિતાનું નામ | માતાનું નામ | મૂળ ગામ | દીક્ષા આપનારનું નામ | ગુરુનું નામ |
|---|---|---|---|---|---|
| નાનાલાલ | હીરાચંદ | ઉજમબાઇ | અમદાવાદ | પૂ. આ. શ્રી વિ. પ્રેમસૂરીશ્વરજી મ. | પૂ. આ. શ્રી રામચંદ્રસૂરીશ્વરજી મ. |
| ત્રીકમલાલ | ચુનીલાલ | જમણીબેન | ,, | પૂ. પં. શ્રી કૈવલ્યવિજયજી ગણિ | ,, ,, |
| માણેકલાલ | કચરાભાઇ | મંગુબેન | ,, | પૂ. આ. શ્રી વિ. દાનસૂરીશ્વરજી ,, | ,, ,, |
| મનુભાઇ | કેશવલાલ | ચંપાબેન | ,, | ,, પ્રેમસૂરીશ્વરજી ,, | ,, ,, |
| કલ્યાણભાઈ | શકરચંદ | શણગારબેન | ,, | ,, રામચંદ્રસૂરીશ્વરજી ,, | ,, ,, |
| ત્રીકમલાલ | ડાહ્યાભાઇ | સમરથબેન | અમદાવાદ | ,, દાનસૂરીશ્વરજી ,, | ,, જંબૂસૂરીશ્વરજી મ. |
| કાંતિલાલ | મણીલાલ (વાયવાળા) | કેવળીબાઈ | ,, | ,, પ્રેમસૂરીશ્વરજી ,, | ,, રામચંદ્રસૂરીશ્વરજી મ. |
| નાનાલાલ | અમીચંદ | કાશીબેન | માણુંદ | ,, દાનસૂરીશ્વરજી ,, | ,, ,, |

| નંબર | નામ | જન્મ સંવત | દીક્ષા સંવત | દીક્ષા ગામ | વડી દીક્ષા સંવત |
|---|---|---|---|---|---|
| ૨૦ | પૂ. મુ. શ્રી વર્ધમાનવિજયજી મ. | ૧૯૭૧ વૈ. સુ. ૩ | ૧૯૮૪ કા. વ. ૬ | વત્રા | ૧૯૮૪ |
| ૨૧ | ,, સુબોધવિજયજી ,, + ૨૦૦૩ | | ,, | | |
| ૨૨ | ,, હેમવિજયજી ,, + ૨૦૦૨ | | | | |
| ૨૩ | ,, સુબુદ્ધિવિજયજી ,, | ૧૯૪૮ ભાદરવો | ,, ફા. સુ. ૩ | અમદાવાદ | ૧૯૮૪ અ. સુ. ૧૨ |
| ૨૪ | ,, ચિદાનંદવિજયજી ,, | ૧૯૬૯ ફા. વ. ૪ | ૧૯૮૬ ચૈ. વ. ૯ | મુંબઈ | ૧૯૮૬ વૈ. સુ. ૬ |
| ૨૫ | ,, મોહનવિજયજી ,, + | | ૧૯૮૬ | ,, | |
| ૨૬ | પૂ. પં. શ્રી ભદ્રંકરવિજયજી ગણિ.[1] | ૧૯૫૯ મા. સુ. ૩ | ૧૯૮૭ કા વ. ૩ | ,, | ૧૯૮૭ મ. સુ. ૬ |
| ૨૭ | પૂ. ઉ. શ્રી મલયવિજયજી મ. | ૧૯૬૨ આ. વ. ૧૪ | ૧૯૮૭ કા. વ. ૩ | ,, | ૧૯૮૭ મ. સુ. ૬ |

૧. પંન્યાસપદ સં. ૨૦૦૬ મહા સુદ ૧૩ પાલીતાણા

